—પ્રસિદ્ધ નવલકથાકાર શ્રી પ્રભાતકુમાર મુખોપાધ્યાય કૃત—

# ચિર સૌભાગ્યવતી

[ બંગાળની રસભરપૂર નવીન વાર્તાઓ ]

: અનુવાદક :

**રમણલાલ સોની**

ગોરા ભાગ ૧-૨, ગિરિબાલા, વરમાલા, હાસ્યકૌતુક, ગુપ્તધન, નાગરલક્ષ્મી, ચિરકુમાર સભા, ચોખેરવાલિ, શ્રીકાન્ત ભા. ૧-૨-૩-૪ વિપ્રદાસ, સ્વામી, શેષપ્રશ્ન, શરદવંદના, શરદવાણી, સાવકી મા, અનુરાધા, વિજાનબાબુ વગેરે ગ્રંથોના અનુવાદક :


: પ્રકાશક :

**સી. શાંતિલાલની કું.**

બુકસેલર્સ : પબ્લિશર્સ

૮૬, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨.

## નિવેદન

શ્રી પ્રભાતકુમાર મુખોપાધ્યાય બંગાળમાં નવલકથાકાર તથા નવલિકા લેખક તરીકે ખૂબજ જાણીતા છે. તેમણે અસંખ્ય પુસ્તકો લખેલાં છે. તેમની શ્રેષ્ઠ નવલિકાઓમાંથી વીણીને તૈયાર કરેલો આ સંગ્રહ તેમની હળવી મીઠી શૈલીના નમૂના રૂપ છે. મને વિશ્વાસ છે કે તેમની આ વાર્તાઓ ગુજરાતમાં હોંશેહોંશે વંચાશે.

મોડાસા,

રમણલાલ સોની

રમણલાલ સોની કૃત પ્રસિદ્ધ અનુવાદ ગ્રંથો

## કવિવર રવીન્દ્રનાથ ટાગોર

1. ગોરા ભા. 1–2 ... ... ...
2. ચિરકુમાર સભા ... .... ...
3 ગિરિબાલા ... .... ...
4. વરમાલા ... .... ...
5. ગુપ્તધન .... ... ...
6. હાસ્ય કૌતુક ... .... ...
7. નગરલક્ષ્મી ... ... ....
8. ચોખેર બાલિ .... ... ....

## શરદબાબુ

1. શ્રીકાન્ત ભાગ 1–2–3–4 ... ... ...
2. વિપ્રદાસ ... .. .
3. સાવકી મા ... .... ...
4. સ્વામી ... ... ...
5. કાશીનાથ ... .... ...
6. નવીના (શેષપ્રશ્ન) ... ... ...
7. શરદવંદના ... . . ...
8. શરદવાણી .... ... ....
9. અનુરાધા ... .... ...
10. શુભદા ... ... ....

## અનુક્રમ





# ચિર સૌભાગ્યવતી

: ૧ :

વરકન્યાની અંદર 'પૂર્વજન્મનો પ્રેમ' નામે પદાર્થનું અસ્તિત્વ જૂના વખતમાં આપણાં દેશમાં બિલકુલ હતું જ નહિ, અને બંકિમ બાબુની 'દુર્ગેશનંદિની' બહાર પડયા પછી જ બંગાળી યુવકયુવતીઓમાં એનો સૂત્રપાત થયો છે, એમ માનવું બિલકુલ ખોટું છે. કારણ કે અમે જે ઘટના નીચે લખી રહ્યા છીએ તે ૧૮૫૭ના સ્વાતંત્ર્ય સંગ્રામ પછી ત્રણચાર વર્ષે અને 'દુર્ગેશનંદિની' બહાર પડયા પહેલાં ત્રણચાર વર્ષે બનેલી છે.

ફરીદપુર જિલ્લામાં આવેલા માલીપુર નામે ગામમાં સદ્બ્રાહ્મણો અને કાયસ્થોનાં ઘણાં ઘર હતાં. એ બ્રાહ્મણોમાં કેટલાંક ઘર તો એવાં છે, જે પોતાને ખૂબ જ કુલીન માની ગર્વથી ઊંચું માથું રાખી ફરે છે.

માલીપુરમાં રહેતા શ્રીયુત હરવિલાસ મુખોપાધ્યાય મહાશય આવા એક કુલીન બ્રાહ્મણ હતા. તેમની પાસે માત્ર થોડાક વીઘાં બ્રહ્મોત્તર જમીન હતી—ઉપરાંત એક વીઘાં બીજી જમીન પણ હતી. તે જમાનામાં જાડું પહેરવાનું ને જાડું ખાવાનું છતાંયે આટલી સંપત્તિ પૂરતી થતી નહોતી. હરવિલાસ બાબુનો સંસાર જે સરળતાથી ને સહેલાઇથી ચાલવો જોઇએ તે રીતે ચાલતો નહોતો.

મુખોપાધ્યાય મહાશયની ઉંમર તે વખતે ચાળીસથી વધારે થઇ ગઇ હતી. પોતાના પિતાની હયાતિમાં જ તેમની જ આજ્ઞાથી કુલીન વંશનો વેલો ચાલુ રાખવા માટે એક એક કરીને તેમને ત્રણ 'સંસાર' માંડવા પડયા હતા. પિતાના મૃત્યુ પછી પણ ધાર્યું હોત તો તેઓ 'સંસારની સંખ્યા' હજી પણ વધારી શકત, પરંતુ એમ કરવાનું એમને દિલ રહ્યું નહોતું. આ ત્રણ સંસારમાં, વચલી રાયમણી અકાળે પરલોક સિધાવી હતી, સૌથી નાની ક્ષીરોદસુન્દરી પૈસાદારની દીકરી હતી, તેને પૈસાદાર બાપના ઘરનો ક્ષીરસાગર છોડી ગરીબ પતિના ઘરનો જાડો ભાત ગમતો નહોતો એટલે સૌથી મોટી શારદાસુન્દરી જ આવીને સાસરાનો કબજો કરી બેઠી હતી, અને વખત જતાં તેજ ગૃહિણીપદ પામી હતી.

શારદાસુન્દરીથી હરવિલાસને ત્રણ બાળકો થયાં હતાં. તેમાંનો સૌથી મોટો અકાળે કાળના મોંમાં કોળીઓ થઇ પડયો હતો. બીજી છોકરી હતી–તેનું નામ પ્રભાવતી. ઉંમર વરસ બાર. નાનો છોકરો આ વખતે માત્ર ત્રણ વરસનો જ હતો.

પ્રભાના હજી વિવાહ થયા નહોતા. પૂર્વ બંગાળમાં કુલીન ઘરમાં મોટી મોટી છોકરીઓ પણ કુંવારી રહેતી. કારણ કે કુલીનના છોકરા સિવાય કોઇને પોતાની દીકરી આપવામાં તેઓ પોતાનું ભયંકર અપમાન સમજતા

એવામાં ઓચિંતું હરવિલાસનું નસીબ ફરી ગયું. સમાચાર આવ્યા કે અકસ્માત દૈવ કોપ થયા પછી હુગલી જિલ્લાના રાજગ્રામમાં રહેતા તેમના મામા અને મામાનો એકનો એક છોકરો ગંગામાં વહાણ ડૂબવાથી ડૂબી મૂઆ હતા; અને હરવિલાસ સિવાય, તેમની મિલકતનો બીજો કોઈ વારસ નહોતો. આ સાંભળી હરવિલાસ મામાને ઘેર ગયો. ત્યાં જઈને જોયું તો ઘરમાં વૃદ્ધ મામી સિવાય બીજું કોઈ નહોતું, અને મામાની મિલકત એક માણસ સુખચેનમાં રહી શકે એટલી હતી. આ મિલકત મળી જાય તો રોજરોજના ખાવાના સાંસા ટળી જાય, અને હમેશની નિરાંત થઈ જાય. એટલે દેશમાં પાછા આવી તેણે પોતાના ઘરબાર અને જમીન વેચી નાંખી. દેવું લેણું ચૂકતે કરી, ગામમાંથી ડેરાતંબુ ઉપાડ્યા. આમ માહ મહિનામાં હરવિલાસ મુખોપાધ્યાયે મામાને ઘેર જઈને કાયમનો વાસો કર્યો.

: ૨ :

રાજગ્રામમાં આવ્યા પછી હરવિલાસે માલ મિલકતનો કબજો કરવામાં અને તેનો બંદોબસ્ત કરવામાં મન પરોવ્યું: શારદાસુન્દરીએ પોતાનો ગ્રહસ્થાશ્રમ શરૂ કર્યો. પાડોશીઓની સાથે તેનો આલાપ પરિચય વધતો ગયો, પણ એક બાબતની એને ખૂબ જ અસ્વસ્થતા લાગવા માંડી. તેની બંગાળી ભાષા સાંભળી પાડોશીઓ ગાલમાં હસતાં હતાં. કોઇ કોઇ તો તેના દેખતાં ઓછી વત્તી મજાક મશ્કરી પણ કરતાં,—આ જોઈ શારદાસુન્દરી મનમાં મનમાં ખૂબ ખિન્નાઈ જતી. હરિચરણ ચટ્ટોપાધ્યાય મહાશયની સ્ત્રી એકલી આવી મશ્કરીઓમાં ભાગ લેતી નહિ, એથી તેની સાથે વાતચીતો કરવામાં શારદાસુન્દરીને ખૂબ આનંદ આવતો. પરિણામે થોડાજ સમયમાં બંને કુટુંબ વચ્ચે ગાઢ પરિચય સ્થપાઇ ગયો. હરિચરણ ચટ્ટોપાધ્યાય મહાશય બધી બાબતમાં હરવિલાસના સલાહકાર અને મદદનીશ બની ગયા, કોઈ કોઇ વાર બંને અરસપરસ એકબીજાને ભોજનનાં નિમંત્રણ પણ કરવા લાગ્યા. હરવિલાસ હરિચરણને 'દાદા' કહીને બોલાવતો.

હરિચરણને બે પુત્ર હતા. મોટાનું નામ હતું નીલમાધવ—તેની ઉંમર તે વખતે સત્તર અઢાર વરસની હતી. બે ત્રણ વરસ પહેલાં ગામની પાઠશાળાનું ભણતર પૂરું કરીને તે અંગ્રેજી શીખવા માટે શ્રીરામપુરની મિશનરી સ્કૂલમાં દાખલ થયો હતો. રોજ ત્રણ ગાઉ ચાલીને નિશાળે જતો. નાના છોકરા વિજયમાધવને દશમું વરસ હમણાં બેઠું હતું.

હરવિલાસના ઘરમાં એક મોટા ઓરડામાં બે તરફ બે મોટા પલંગ નાખેલા હતા. એકમાં હરવિલાસ અને બીજામાં ગૃહિણી પુત્ર કન્યાને લઈને સૂઈ જતી. હરવિલાસ આ ગામમાં આવ્યા પછી બે ત્રણ મહિના પછી, એક રાતે ઓચિંતોની પ્રભાવતીની ઊંઘ ઊડી ગઈ, તો એણે પોતાનાં માતપિતાને નીચે પ્રમાણે વાતચીત કરતાં સાંભળ્યાં—

માતા—હરે, પ્રભાના લગ્નનો કેમ કંઈ વિચાર કરતા નથી ? છોકરી તો જોતજોતાંમાં મોટી હેડંબા જેવડી થઇ ગઇ છે !

પિતા—વિચાર કરવાનો વખત જ ક્યારે મળે છે તે ! માલમિલકત જોવા સંભાળવામાં જ આ કેટલાક મહિના તો વીતી ગયા. હવે જરા વખત મળ્યો છે એટલે છોકરીના લગ્નનો વિચાર કરવો જ પડશે તો.

માતા—જુઓ, મારા મનમાં એક વિચાર આવ્યો છે, તમને ગમશે કે નહિ તે કોણ જાણે !

પિતા—શો વિચાર આવ્યો છે ?

માતા—આ ચાટુજ્જેના નીલમાધવની સાથે છોકરીનું કરીએ તો ના ચાલે ?

પિતા—ઓ બાપ ! આ ઘર તો કેટલું નીચું !

માતા—છોને રહ્યું નીચું, એને છોકરી દેવાથી કુલવંતાઇમાં તમે જરા હલકા પડી જશો એજ ને? બાકી છોકરો મને ખૂબજ ગમી ગયો છે, તમે ગમે તે કરો!

પિતા—આટલા ઊંચા ઘરનો થઇને છેવટે હું એને છોકરી આપું?

માતા—કુલીનના છોકરા આજે અહીં જોવા જ ક્યાં જડે છે તે! એવું હતું તો પછી છોકરીને દેશમાં જ પરણાવીને આવવું હતું ને? જુઓ, તમને કંઇ પાંચસાત દીકરીઓ નથી, છે આ એક. જેને દેવાથી છોકરી સુખી થાય એને દેવી, એમાં ખોટું શું છે? બાકી કુલીનને શોધવા જશો તો જડશે કદાચ! પણ એને એક નહિ પણ પાંચ બૈરીઓ તો ઘરમાં હશે, અને બીજી દશ નહિ કરે તેની ખાતરી શી? બિચારી છોકરીને પતિનું ઘર માંડવું તે શું તેની તો ખબર નહિ પડે! એ કરતાં આ શું ખોટું છે? નીલુ રૂપેરંગે જેવો છે તેવો જ ચાલચલણમાં પણ છે, વળી અંગ્રેજી ભણે છે એટલે નોકરી ધંધે લાગી જશે. હું તો કહું છું કે જેઠજીને કાને તમે જરા વાત તો નાંખી જુઓ.

પિતા—નીલુ પણ તારી છોકરીને પરણ્યા પછી બીજી પાંચને નહિ પરણે એની શી ખાતરી? છેવટે હલકા કુળનો તો ખરોને!

માતા—તમે તે કેવી વાત કરો છો! આ અંગ્રેજી ભણે છે એ ભૂલી ગયા! અંગ્રેજી ભણનારા સાહેબ લોકોની નોકરી કરે છે એ લોકો આવા પરણવાના ધંધા કરતા હશે કદી?

પિતા—ઓહ! મેંયે એવી વાતો તો સાંભળી છે. અંગ્રેજી ભણનારા એકથી વધારે બારી કરતા નથી. ઠીક તો. હું વિચાર કરી જોઇશ. બાપદાદાની મોટાઇ—ખોઇ બેસું? આટલી જરા ચિંતા છે, બાકી કશો વાંધો નથી.

માતા—એમાં ચિંતા શાની? જે દેશમાં જેવો ચાલ. આપણા દેશમાં હોત તો, હા, જરા નિંદા થાત. પણ અહીં, અહીં તો કોઇને એવી પડી નથી.

પિતા—ખરું, અંગ્રેજ થયો દેશનો રાજા, કલકત્તા થઈ તેની રાજધાની. અને કલકત્તાની હવા લાગવાથી અહીંના લોકોના ધર્મકર્મ ખૂબ શિથિલ થઇ ગયાં છે. નહિ તો, આપણા દેશમાં, બામણ કાયેતના ઘરની વિધવાઓ કદી પાન ખાય ખરી? માથે વાળ રાખે ખરી? અહીં તો વિધવાઓ લહેરથી માથે વાળ રાખે છે, અને પાન ખાઇ હોઠ લાલ કરી ફરે છે, પણ એમની કોઈ નિંદા કરતું નથી? યસ્મિન્ દેશે યદાચારઃ—તારું કહેવું છેક ખોટું નથી! ઠીક, તો કાલે ચાટુજ્જે મહાશયને કાને વાત તો નાખી જોઉં!

માતા—તો તમને ખોલીને કહું. એમની ગૃહિણીને કાને મેં આ વાત નાખી હતી. પતિની સાથે વાતચીત કરી જોઈ તેમણે મને કહ્યું: એવું થાય તો ઘણું સરસ. પરંતુ મુખુજ્જે મહાશય રહ્યા બંગાળના એક ઊંચા કુલીન, તેઓ અમારા છોકરાને એમની છોકરી આપે ખરા? તમે જો એમને સમજાવી કરીને હા ભણાવી શકો, તો અમારી તો હા જ છે.

હરવિલાસે કહ્યું: 'ત્યારે તો અંદરખાનેથી તેં કામ બધું પતાવી જ રાખેલું છે એમ કહેને! તો પછી અત્યાર સુધી મારી સાથે નખરાં શું કરવા કરતી હતી?'

આમ કહી તેઓ હસવા લાગ્યા, છેવટે તેમણે કહ્યું; 'એ છોકરાને જ જમાઇ કરવાની જો તને આટલી બધી હોંશ હોય તો ભલે એમ કર. મારી છોકરી સુખી થાય એટલે થયું. કુળ નીચું પડી જશે તો એનું શું કરાશે? હવે ઊંઘી જા, રાત બહુ થઇ.'

## : ૩ :

પ્રભાવતીએ ખૂબ ધ્યાનપૂર્વક પોતાનાં માતપિતા વચ્ચે ચાલતી વાતચીત બધી સાંભળી, સાંભળીને તે મનમાં મનમાં બોલી : 'ઓહ ! કેવી આફત ! ઓલ્યો નીલુ મારો વર ? એની આગળ મેં કેટલી હાહાહીહી કરી છે, કેટલી વાતો કરી છે, કેટલી બડાઈઓ મારી છે, હવે હું થવાની એની વહુ ? એ ઘરમાં આવે એટલે મારે ઘૂમટો તાણી નાસી જવાનું ? આ કેવું કહેવાય, મા, કહેવું કહેવાય ! પહેલાં અમે અહીં આવ્યા, અને એ લોકોની સાથે ઓળખાણ પીછાણ થઈ ત્યારે મા મને કહે કે નીલુને દાદા કહીને બોલાવજે. મેં કહ્યું, કંઈ કારણ ? પારકા છોકરાને હું શું કરવા દાદા કહું ? મારાથી એ નહિ બને. સારું થયું, મેં દાદા ન કહ્યો તે ! ઓ મા, હવે શું થશે ! કેવું શરમાવા જેવું ! મા, કેવું શરમાવા જેવું. પણ આમણે બધું જાણે નક્કી જ કરી નાખ્યું લાગે છે ? પણ નીલુને હું પસંદ પડીશ તોને ? એ જો એનાં માબાપને કહે, કે એ છોકરી મને ગમતી નથી, મારે એને પરણવું

નથી, તો ? તો શું થશે ? લાડકોડનો ખોટનો દીકરો છે,એનું કહેલું માબાપ માન્યા વગર નહિ રહે, પરંતુ ઘણું ખરું તો એને હું ગમવાની ખરી. હાસ્તો, હું ક્યાં કાળીકૂબડી છું ! એનાં મોંના રંગ કરતાં તો મારો રંગ વધારે ઊજળો છે. પણ હું ક્યાં કશું ભણીગણી છું—મૂરખ તો છું. બીજે હશે, પણ અહીં હજી છોકરા છોકરીઓને ભણાવવાનો રિવાજ શરૂ થયો નથી. હોત તો આટલા વખતમાં મેં પણ બે ચાર ચોપડીઓ ન વાંચી નાંખી હોત ! અને ભણાવવાની ઇચ્છા હશે તો પરણ્યા પછી એ પોતે જ મને નહિ ભણાવે—કોણે ના પાડી છે, ભાઈ!'

વરનો વિચાર કરતાં કરતાં પ્રભા ઊંઘી ગઈ. ઊંઘમાં એને સ્વપ્નું આવ્યું—જાણે એનો ઘૂંઘટ ઉઘાડવા માટે એનો વર એની આગળ લટ્ટુડાં પટ્ટુડાં કરી રહ્યો છે, અને પોતે બોલી રહી છે; આ શું નીલુ ! છી ! કેવી છોકરમત કરે છે તું ! કુંવારી કન્યાને વરની આગળ કંઈ લાજ કાઢ્યા વગર ચાલે ! પહેલા મને મોટી તો થવા દે, પછી તું કહીશ તેમ હું કરીશ !'

ઊંઘ ઊડી ગયા પછી, આ સ્વપ્નાની વાત યાદ આવતાં પ્રભાને ખૂબ હસવું આવ્યું. તેને થયું, સ્વપ્નામાં મેં વરને નીલુ કહીને બોલાવ્યો ! હાય હાય ! વરને તે કદી નામ દઇ બોલાવાય ? હું તે કેવી છું !

ચટ્ટોપાધ્યાય મહાશયને કાને યોગ્ય સમયે હરવિલાસે વાત નાખી. તેમણે એકદમ રાજી થઈને સંમતિ જણાવી, પરંતુ અત્યારે લગ્નનું મહૂરત નથી, તેથી આવતા વૈશાખ પહેલાં લગ્ન થાય તેમ નથી.

નીલુની સાથે પ્રભાનાં લગ્ન થવાની વાત બધે ફેલાઈ ગઇ, પ્રભા હવે નીલુની સાથે ઠઠ્ઠામશ્કરી કરતી નથી. એટલે સુધી કે તેની સાથે બે શબ્દો બોલવાનું પણ તેણે બંધ કરી દીધું છે. અકસ્માત બન્ને

જણાની આંખો મળી જાય તો નીલુ જરા ધીમું હસી લે છે. અને પ્રભા ગભરાઇને ત્યાંથી નાસી જાય છે.

વિવાહને હજી સાતઆઠ મહિનાની વાર છે છતાં બન્ને કુટુંબો એકબીજાને વેવાઇ વેવાણના સંબોધનથી બોલાવે છે. દશેરા પર પ્રભાની માએ પોતાના ભાવિ જમાઇને માટે ધોતિયું ચાદર અને મીઠાઇ મોકલાવ્યાં; બીજે દિવસે એ ઘેરથી પ્રભાને માટે પણ કપડાં ને મીઠાઈ આવ્યાં.

એમ કરતાં વિજયદશમી આવી. સવારથી જ પ્રભાના મનમાં એના એજ વિચારો આવવા માંડયા કે સાંજે નીલુને ઘેર હું પ્રણામ કરવા જઇશ, ત્યારે બીજાં બધાંને તો હું પ્રણામ કરીશ, પણ એને કરીશ કે નહિ? કરું તો એમાં મારી નફટાઇ તો નહિ ગણાય? અને ન કરું તો, એ પણ કેવું દેખાય? વચમાં વચમાં એને થયું કે લાવ, જઇને માને આ વિષે પૂછી આવું, પછી મા કહે એમ કરું. પરંતુ માને પૂછવા જતાંયે શરમ આવી. પ્રભા માને આ વિષે કશું જ પૂછી શકી નહિ.

સાંજે પ્રભા માની સાથે નીલુને ઘેર પ્રણામ કરવા ગઈ. પણ નીલુ તે વખતે ઘેર નહોતો, એટલે ધર્મ સંકટમાંથી બચી ગઇ સમજી તેણે નિરાંતનો શ્વાસ લીધો, પરંતુ ત્યાં દુર્ગા પૂજા વગેરેનું કામ પતાવી ને ઘેર પાછી ફરતી વખતે તેને વિચારો આવવા લાગ્યા. આજના આવા દિવસે પણ તેમને પ્રણામ કરવાનું નસીબમાં નથી! ઘેર આવ્યા પછી પણ રહી રહીને તેને એ વિચાર આવવા લાગ્યો. અને તેના હૃદયમાં કંઇ કંઈ થઇ જવા લાગ્યું.

રાતના આઠ વાગે શારદાસુંદરી મહોલ્લાની બીજી કેટલીક સ્ત્રીઓની સાથે, બીજા મહોલ્લામાં રહેતાં ગોરજીને ઘેર દુર્ગા પૂજા જોવા

ગઈ હતી. નિર્મળ ચાંદની રાત હતી. પ્રભાના પિતા પણ ખભે ચાદર નાંખી, હાથમાં લાકડી લઇ ફરવા નીકળી પડયા હતા. ઘરમાં એકલી પ્રભા હતી, અને તેની મામી હતી.

પ્રભા મામીની પાસે બેઠી. તેમની સાથે વાતચીતો કરતી હતી. પછી કંઇક કામે પોતાના સુવાના ઓરડામાં ગઇ. ત્યાંનું કામ પતાવી મામીના ઓરડામાં જવા વાસ્તે જેવી ઉમરામાંથી બહાર પગ મૂકે છે, ત્યાં જ ચાંદનીમાં જોયું તો તેની સામે તેનો વર ઊભેલો હતો! તેને જોતાં જ એકદમ તેણે માથાપર છેડો ખેંચવા હાથ ઊંચો કર્યો, પરંતુ દુષ્ટ નીલુએ ધબ દઇને એનો હાથ પકડી લીધો. ને કહ્યું: 'હવે કાઢી લાજ! અહીં કોણ છે તે! પહેલાં મારી જોડે તું કેટલું હસતી, કેટલું કૂદતી, કેટલી વાતો કરતી, હવે તો કશું જ કરતી નથી! હવે તો તું એવી લજામણીના છોડ જેવી બની બેઠી છો કે આખા દિવસમાં એકવાર તારું મોં પણ જોવાનું મળતું નથી, આજે સપરમે દિને પણ જોવા નહિ મળે?

પ્રભા શરમથી લાલ લાલ બની જઇ ધીમે ધીમે બોલી: 'હાથ છોડી દો ને, આ શું?'

નીલુ પણ ખૂબ ધીમેથી બોલ્યો: 'નહિ છોડું, પોતાની મિલકત કોઇ છોડી દે ખરું?'

આમ કહી પ્રભાનો બીજો હાથ પણ પકડી લઇ તેણે તેને પોતાની તરફ ખેંચી.

પ્રભા જાણે ભાન ભૂલી ગઈ. એનું શરીર કંપવા લાગ્યું. અશિષ્ટ નીલુએ તેને છાતીસરસી ખેંચી એક ચુંબન કરી લીધું.

હવે પ્રભાનું ભાન પાછું આવ્યું. ગળે છેડો ખેંચી, ઘુંટણીએ બેસી, નીલમાધવને પ્રણામ કરી તેણે તેની ચરણરજ માથે ચડાવી.

નીલુ તેનો હાથ પકડી ઊભી કરી મીઠાશથી બોલ્યો : 'ઘણું જીવો ! સુખી થાઓ ! તારાં માતપિતાને પ્રણામ કરવા આવ્યો હતો, પણ ઘરમાં કોઇ છે નહિ. તેઓ પાછાં આવે તો કહેજે કે હું આવ્યો હતો. ગમે તેમ પણ તારી સાથે તો વિજયાદશમી થઇ ! પણ જો પ્રભા, મા દુર્ગાની દયા હશે તો, આવતે વરસે તારી ને મારી વિજયાદશમી આમ ઊમરામાં ઊભા ઊભા થવાની નથી ! ખરું કે નહિ ?'

આમ બોલી મીઠું હસીને તેણે લાડથી પ્રભાની હડપચીને સ્પર્શ કર્યો.

પછી બોલ્યો ! 'મૂઓ વૈશાખ મહિનો હવે ક્યારે આવશે ! પણ એક વાત કહી જાઉં છું તે ભૂલતી નહિ—હવે કોઇ કોઇવાર મળવામાં કંજૂસાઇ કરતી નહિ કારણ જે દિવસે તારું મોં જોવા નથી મળતું, તે દિવસ મારો ખરાબ જાય છે. ઠીક, તો હવે જાઉં !'

આમ કહી નીલુ ચાલી ગયો.

મામી અંધારી ઓરડીમાં ઊભી ઊભી આ આખુંય દૃશ્ય જોઇ રહી હતી, પણ વાતચીત કશી એને સંભળાઇ નહોતી. મનમાં મનમાં તે હસીને બોલી : 'ઓ મા ! કળજગ આવ્યો છેના ! હજી લગ્ન તો થયાં નથી, એટલામાં આટલું બધું ! અને છોકરી પણ ઓછી બેશરમ નથી ! આજકાલની છોકરી–આ તે કેવો વખત આવ્યો છે ! મા, દુર્ગા !

શારદાસુન્દરી ઘેર આવી ત્યારે મામીએ તેને ખાનગીમાં આ બધીયે બિના કહી દીધી, તે સાંભળી શારદાસુંદરી હસી.

રાત્રે ઊંઘતી છોકરીના શરીર પર હાથ ફેરવતાં ફેરવતાં તેના મનથી મનથી તેને આશીર્વાદ આપ્યા : 'આ પતિની સાથે તું ચિરકાળ સુખ ભોગવ !'

: ૪ :

આ વરસે ઠંડી ખૂબ સખત પડી હતી. માગશર મહિનાનું હિમ લાગતા ઘણાને શરદી ને ખાંસી થવા માંડી હતી, કોઈ કોઈને તાવ પણ આવતો હતો. પરંતુ એ મેલેરિયા તાવ નહોતો; એ જમાનામાં મેલેરિયાનું નામ બંગાળમાં કોઇએ સાંભળ્યું નહોતું.

એક દિવસ ખબર આવ્યા કે નીલુને તાવ આવ્યો છે, માબાપે એ વાત પર ધ્યાન આપ્યું નહિ. પણ ત્રણ દિવસ સુધી તાવ ઊતર્યો નહિ ત્યારે ચોથે દિવસે ગભરાઈને તેમણે વૈદ્યને બોલાવ્યો.

વૃધ્ધ વૈદરાજ દવા કરવા લાગ્યા, પરંતુ થોડા દિવસ પછી તેમણે ચટ્ટોપાધ્યાવ મહાશયને એક ભયંકર સમાચાર આપ્યા. તેમણે કહ્યું: ‘તાવ હું બે ત્રણ દિવસમાં જ ઉતારી નાખું છું–પરંતુ છોકરાના શરીરમાં ક્ષયની નિશાનીઓ દેખાય છે!

હાય સત્યાનાશ! સાંભળી ચટ્ટોપાધ્યાય માથે હાથ દઈને બેસી પડ્યા. ધીમે ધીમે તેમણે ગૃહિણીને પણ આ સમાચાર સંભળાવ્યા. પ્રભાનાં માતાપિતાને પણ એની ખબર પડી.

બધાં યે ખૂબ ચિંતામાં પડી દિવસો કાઢવા લાગ્યાં.

તે વખતે તો તાવ ઊતરી ગયો, પરંતુ ખાંસી બંધ થઈ નહિ. થોડો વખત ઓછી થાય તો વળી પાછી જોરથી ઊપડે. જ્યારે ઊપડે ત્યારે પાછો તાવ ચડે, અને ખાંસી બંધ થતાં તાવ ઊતરી જાય. વૈદરાજની દવા ચાલવા લાગી. આમ કરતાં ફાગણ મહિનો નજીક આવ્યો.

એક દિવસે દરદીની તપાસ કર્યા પછી વૈદરાજ મહાશય બેઠકખાનામાં બેસીને હૂંકો પીતા હતા. પીતાં પીતાં તેમણે ચટ્ટોપાધ્યાય મહાશયને કહ્યું: 'ચાટુજ્જે, તમે હરવિલાસની છોકરીની સાથે નીલુના લગ્ન કરવાનું નક્કી કર્યું હતું, નહિ?'

'હા, આ વૈશાખ મહિનામાં લગ્ન કરવાનું નક્કી થયું છે.'

'તો હવે લગ્ન કરતા નહિ. નીલુનો આ રોગ એવો છે કે એમાંથી એ સાજો થવાની આશા નથી. તેમ છતાં જો સાવચેત રહેવામાં આવે તો થોડા દિવસ છોકરો બચી જવા પામે. માટે એને પરણાવવાનો વિચાર જ મનમાંથી કાઢી નાખજો. મારા કહેવાનો અર્થ તમે સમજી ગયા ને!'

ચાટુજ્જે ખૂબ દુ:ખી થઈને બોલ્યા: 'હવે સમજી ગયો!'

હરવિલાસને પણ એ સમાચાર મળ્યા. નીલુની આશા છોડી દઇ, ગૃહિણીની સલાહ લઇ, હરવિલાસે હવે છોકરીને માટે બીજો કોઈ મૂરતિયો શોધવા માંડયો. ચૈત્ર મહિનામાં બકુલ ગામમાં એવો એક મૂરતીયો મળી આવ્યો પણ ખરો, વાતચીત પણ થઈ ગઈ. મધ વૈશાખમાં લગન નક્કી થયું.

વૈશાખ શરૂ થતાં જ નીલુ ફરી તાવમાં પટકાયો. વૈદરાજ મહાશયે તનતોડ જહેમત ઉઠાવી, તો પણ આ વખતે દરદ લેશ પણ ઓછું થતું દેખાયું નહિ.

વૈદરાજ મહાશયે ખાનગીમાં ચટ્ટોપાધ્યાયને કહી દીધું: 'આ વખતે છોકરો બચવો મુશ્કેલ છે. રોગ વધતો જ જાય છે.'

વૈશાખ સુદ દશમે વૈદરાજની સાથે રસ્તામાં ભેટો થઇ જતાં હરવિલાસે તેમને દરદીની હાલત વિષે પૂછ્યું. વૈદરાજે કહ્યું. 'અસાધ્ય છે. બહુ બહુ તો એકાદ અઠવાડિયું કાઢે!'

વૈશાખ વદ બીજનાં પ્રભાનાં લગન નક્કી થયાં હતાં. હરવિલાસ ઘેર આવી ગૃહિણીની સાથે વાત કરવા બેઠો—લગન એકાદ માસનો પાછળ ઠેલ્યા વિના નહિ ચાલે, કારણ કે આપણે છોકરીનું લગન લઇએ અને એ જ વખતે આમને ઘેર કંઈ થાય, તો આપણે ઘેર વાજાં વાગે એ કેટલું ખરાબ કહેવાય!'

આ સાંભળી, પ્રભા શરમને વેગળી મૂકી, માની પાસે જઇ બોલી: 'મા, મારા લગનનો દિવસ પાછળ ઠેલવાની કંઇ જ જરૂર

નથી. એ જ દિવસે મારાં લગન થશે, પણ બકુલ ગામમાં નહિ—અહીં જ એકવાર જ્યાં નક્કી થયાં છે ત્યાંજ !'

આ સાંભળી માને માથે જાણે વીજળી પડી. તે બોલી ઊઠી: 'આ શું બકે છે, ગાંડી? એ તો મરવા પડ્યો છે!'

પ્રભા બોલી: 'ભલે મરવા પડ્યો!'

'ભલે મરવા પડ્યો! લગન પછી એ રાત થતાં ન થતામાં તો તું રાંડીરાંડ થઇશ!'

પ્રભા બોલી: 'એવું જ જો મારા નસીબમાં હશે, મા, તો એ થયા વગર રહેવાનું નથી. બાકી બીજા કોઇની વહુ થવા કરતાં, હું એની વિધવા થઇને રહીશ—મને એ સારું લાગે છે.'

'આ શું બોલે છે! આવું તો કદી ક્યાંયે સાંભળ્યું નથી, બાઇ!

પ્રભા બોલી: વિધવા થવાનું જ મારા નસીબમાં લખેલું છે, મા, તો પછી તમે મને ત્યાંજ પરણાવોને! નસીબને તમે કેવી રીતે ફેરવવાનાં છો?

માએ કહ્યું 'એ તો નથી જ ફેરવવાનાં. પણ કોઈ દશ વરસ, તો કોઇ વીસ વરસ સધવા રહી, બચ્ચાં કચ્ચાંની મા થઇ સંસાર ધર્મ પતાવી વિધવા થાય છે, એ જોયું જાય, પણ તું તો તરત ને તરત વિધવા થાય. મારું તો એ વિચાર કરતાં હૈયું ફાટી જાય છે!'

'તે હોને થતી, મા, પણ જો તું મને એની સાથે નહિ પરણાવે તો હું જીવતી રહેવાની નથી.'

માએ કહ્યું: 'જેના નસીબમાં શું છે તે કોઈ કહી શકતું નથી. આ છોકરો કદી બચી જાય, તો પણ એને પરણાવવાની વૈદરાજે મના કરી છે, તને નથી ખબર એ?'

પ્રભા બોલી: 'હા, બધુંયે મેં સાંભળ્યું છે, ને બધુંયે હું સમજું છું, પણ તેમણે એવું ક્યાં કહ્યું છે કે લગ્નનો મંત્ર ભણતાં જ એનું મરણ થશે?'

મા બોલી: 'એવું નથી કહ્યું તેથી શું થઈ ગયું? પણ તું કદી બચ્ચાંકચ્ચાંની મા થવા નહિ પામે.'

પ્રભા: 'નહિ પામું તો નહિ!'

મા થોડીવાર વિસ્મયથી સ્તબ્ધ બની જઈ છેવટે બોલી: 'ઠીક, તારા બાપાને પૂછી જોઈશ.'

પ્રભાએ કહ્યું: 'વાતમાં વખત કાઢવાનો નથી, મા, મેં આજથી જ ઉપવાસ શરૂ કર્યા છે. એક દિવસ–બે દિવસ–ત્રણ દિવસ ઉપવાસ કરવાથી કંઈ માણસ મરી જતો નથી. વધારે દિવસ થાય તો મરે છે. મા, તું સતી લક્ષ્મી છે, તારી ચરણરજ લઈને હું પ્રતિજ્ઞા કરું છું કે એમની સાથે લગ્ન થયા પછી જ સવારે હું અન્નનો દાણો પેટમાં નાંખીશ–તે પહેલાં હું હોઠ પણ ભીના કરવાની નથી!'

બોલતાં બોલતાં પ્રભાએ ઘૂંટણીએ પડી માના ચરણસ્પર્શ કર્યા.

શારદાસુન્દરીએ પતિને જઈને બધી વાત કહી.

હરિવિલાસે છોકરીને બોલાવી ખૂબ સમજાવી, પરંતુ તેમાં તેમનું કંઈ વળ્યું નહિ. છેવટે તેમણે કહ્યું: 'ભલે, નીલુને સાજો થવા દે—એની સાથે તને પરણાવીશું—તું ખોરાક લે.'

પ્રભાએ પિતાના પગ પકડી કહ્યું: મારી પ્રતિજ્ઞા તોડાવશો નહિ, બાપા!

છેવટે નિરાશ થઈ હરવિલાસે ચટ્ટોપાધ્યાયને મળી બધી બિના કહી. આ વાત સાંભળી ચટ્ટોપાધ્યાય એવા આભા બની ગયા કે થોડીવાર એમના મોંમાંથી એક અક્ષરે નીકળ્યો નહિ. પછી તેઓ બોલ્યા: 'આ તો સતયુગની વાત જેવું લાગે છે, નહિ! આ બંને આગલા જનમનાં પતિ–પત્ની હશે, નહિ!'

હરવિલાસે કહ્યું: 'ભગવાન જાણે!'

આખો વૈશાખ મહિનો લગનગાળો ચાલતો હતો. બીજો દિવસ બહુ સારો હતો. તેથી બીજે જ દિવસે, ધામધૂમ વગર જ વહેતાં આંસુ વચ્ચે લગન થઈ ગયાં.

લગન થયા પછી, સાસુએ આંખમાં આંસુ લાવી, માથે દુર્વા મૂકીને આશીર્વાદ આપતી વખતે પ્રભાને માત્ર આટલું કહ્યું : 'સાવિત્રી જેવી રીતે જમરાજાના મોંમાંથી પતિને છોડાવી લાવી હતી, તેવી રીતે તું પણ તારા પતિને છોડાવી લાવજે, મા!'

અને, ખૂબ નવાઈની વાત તો એ છે કે, લગન થયા પછી નીલ માધવ ધીમે ધીમે સાજો થવા માંડ્યો. મહિનામાં તો તે ખૂબ જ સ્વસ્થ બની ગયો.

સૌને આ જોઈ ખૂબ જ આનંદ થયો, માત્ર વૈદરાજને આનંદની સાથે નવાઈ લાગી. તેઓ માત્ર આયુર્વેદ શાસ્ત્ર નહોતા ભણ્યા, જ્યોતિષ શાસ્ત્રમાં પણ પારંગત થયેલા હતા.

એક દિવસ હરવિલાસને ઘેર આવી તેમણે કહ્યું : 'તમારી છોકરીની જન્મોત્રી હોય તો આપશો ?'

હરવિલાસે કહ્યું : 'અમારા દેશમાં છોકરીની તો શું, પણ છોકરાની યે જન્મોત્રી કોણ કરાવે છે ?'

'જન્માક્ષર છે ?'

'હા, એ તો છે. એવું શું કામ પડયું એનું ?'

'જન્માક્ષર હશે તોયે ચાલશે, મને એ જરા આપો, ભાઈ, મારે તમારી છોકરીનું જરા ગણિત ગણવું છે.'

હરવિલાસે જન્માક્ષર લાવી વૈદરાજના હાથમાં મૂકયા.

અડવાડિયા પછી, જન્માક્ષર લાવીને વૈદરાજે કહ્યું : 'તમારી કન્યાનો વૈધવ્ય યોગ છે જ નહિ. એ સૌભાગ્યવતી જ મરશે. મારી દવાના ગુણથી નહિ, પણ તમારી દીકરીના નસીબના જોરે જ નીલુ બચી ગયેલ છે.'

પરંતુ વૈદરાજ મહાશયની દવા તો ચાલુ જ રહી, છ મહિના પછી તેમણે કહ્યું : 'હવે કશો ભય નથી. તો પણ હજી એકબે વરસ પતિ-પત્ની અલગ રહે તો સારું.'

નીરુ ફરી નિશાળે જતો થઈ ગયો. બીજે વરસે તે પાસ થયો. તેના બાપનો મામાસસરો રેલ્વેની નોકરી કરતો હતો. તેની મદદથી, રેલ્વેની નોકરી મળતાં, તે પરદેશ ચાલ્યો ગયો, એકાદ વરસ પછી પત્નીને તે પોતાની સાથે તેડી પણ ગયો.

પ્રભા ચિર સૌભાગ્યવતી જ રહી. ૪૭ વરસની ઉંમરે, પતિના ખોળામાં માથું મૂકી, પુત્રપુત્રીઓના ઘેરા વચ્ચે, તેણે સ્વર્ગલોકમાં પ્રયાણ કર્યું.

# વિલાસિની

: ૧ :

સંસારનો ત્યાગ કરી, લોટો કામળો લઈને, સંન્યાસી બની હિમાલયમાં ચાલ્યો જાઉં ? કે ભોગળ મારીને કે પિસ્તોલની ગોળી છોડીને દુશ્ચરિત્ર કુલબોળામણ બૈરીને યોગ્ય શિક્ષા કરી ફાંસીને માંચડે લટકી, હૃદયની અસહ્ય વેદના ટાઢી કરું ? શું કરું ?

અત્યારે વ્રજમાધવ બાબુ રાત ને દિવસ આવો જ વિચાર કરી રહ્યા છે.

ક્યાં એ દિવસ ને ક્યાં આ દિવસ ! એ દિવસે એકવીસ વરસની ઉંમરે, ઑનર્સ સાથે પહેલા વર્ગમાં બી. એ. પાસ થઈ, પિતાના આગ્રહથી વ્રજમાધવ મિત્રોની સાથે કન્યાને જોવા ગયો હતો ! મનમાં એવી બીક હતી કે કન્યા કાં તો છેક જ અણસમજુ હશે, બાળક હશે, દેખાવે

ગૃહસ્થ ઘરની બધી છોકરીઓ હોય છે તેવી હશે, અને સવાલના જવાબમાં 'બીજી ચોપડી ભણું છું' એમ કહેશે! પૈસાદાર ભાવિ સસરાના સુસજ્જિત ડ્રૉઇંગ રૂમમાં, આરામ ખુરશીમાં પડ્યો પડ્યો એ અધીર બની રાહ જોઈ રહ્યો હતો. એટલામાં ઓરડાની અંદર લાવણ્યમાન પદ્મિનીની લતાના જેવી, ભર વસંતની મનોહર માલા સરિખી કન્યાએ ઓચિંતાનાં દર્શન દીધાં. ચારે આંખો એ વખતે પહેલી જ વાર મળી. કોણ જાણે કેવી અશુભ ક્ષણે એ મિલન થયું હતું! પછી મોટાભાઈએ કન્યાને આજ્ઞા કરી અને હેમ, નવીન, રવીન્દ્ર વગેરેનાં કાવ્યોનું ગાન શરૂ થયું! તે દિવસે આંખો ને કાન પર કેવું અમૃતનું અભિવર્ષણ થયું હતું! પછી આવ્યો લગ્નનો ઉત્સવ. એ દિવસ પછી, મધરાતે, મઘમઘતાં ફૂલોથી આચ્છાદિત સુમનોહર શય્યામાં પ્રથમ મિલન થયું હતું! તે વખતે વ્રજમાધવ બાબુને એવું લાગ્યું હતું કે બાકીનું જીવન હવે આવી જ રીતે ફૂલપથારી બની જશે– આ સુગંધમય સુંદર સરોવરમાં ઝીલણ કરવામાં જ જીવન પૂરું થશે!

એ દિવસે કોને ખબર હતી કે આવો દિવસ પણ કોકવાર જોવો પડશે!

આશાઓ તો ઘણી હતી, પણ કેટલી પૂરી થઈ? વ્રજમાધવ બાબુના પિતા, ઉંમરમાં વૃદ્ધ હોવા છતાં પણ, છેક જૂના જમાનાના નહોતા. વેવાઈ પોતાના ખરચે જમાઈને વિલાયત મોકલી, ઓક્ષફર્ડ કે કેમ્બ્રિજમાં અભ્યાસ કરાવી, બેરિસ્ટર બનાવી આણશે, અને હાઈકોર્ટમાં શરૂઆતનાં કેટલાંક વરસ ધનનો ટેકો કરી, એનો ધંધો જમાવી આપશે, એવી આશાએ એમણે પુત્રને અહીં પરણાવ્યો હતો. પરંતુ, લગ્ન પછી છ મહિનામાં જ એકાએક હૃદય બંધ પડી જવાથી વેવાઈ મહાશયનું અવસાન થયું. પછી માલમ પડ્યું કે તેઓ પોતાના બાળક

પુત્રોના ખભા પર એકાદ લાખનું દેવું મૂકી ગયા હતા! વ્રજમાધવ બાબુની આશા આકાંક્ષાઓ બધું ઘડીકમાં ઊડી ગયું. ચૌરંગી કે બાલિગંજમાં એશઆરામ ભોગવતા બેરિસ્ટર બની, પોતાની મોટરમાં હાઈકોર્ટમાં આવી, ગર્વભેર પગલાં ભરતા બાર–લાઈબ્રેરીમાં પ્રવેશ કરવાનું એમનું સ્વપ્નું ક્યાંય ઊડી ગયું, અને તેઓ માત્ર દોઢસો રૂપિયાના પગારે કૉલેજના નમ્ર પ્રોફેસર બની બેઠા! ટ્રામમાં બેસીને તેઓ હવે કૉલેજમાં જાય છે, અને પગે ચાલીને ફરવા નીકળે છે. શ્યામ બજારની કોઈ ગલીમાં એમણે ઘર રાખ્યું છે. દાસી વખતે પૈસા ચોરી જાય, એ બીકે દરરોજ સવારે જાતે જ શાકભાજી ખરીદવા જાય છે. સંતકન્યા હજી જન્મ્યાં નથી એટલું સારું નસીબ છે! નહિ તો, કલકત્તા જેવા શહેરમાં, આટલા ઓછા પગારમાં એમનું પૂરું કરવું ભારે થઈ પડત.

આજે રવિવાર છે, કૉલેજમાં રજા છે. સ્ત્રી પણ ઘેર નથી, ભવાનીપુરમાં પિયર ગયેલી છે. નીચલા ઓરડામાં, એકલા બેઠકખાનામાં બેઠા બેઠા વ્રજમાધવ બાબુ અપાર ચિંતાસાગરમાં ડૂબી ગયા છે.

'ખૂન કરું કે સંન્યાસી બની જાઉં? શું કરું? આવા સંજોગોમાં શું કરવું ઉચિત છે? શું કરવાની ફરજ છે?' આવા વિચારો તેમના મગજમાં ઘોળાયા કરે છે. માત્ર એક વાતનો તેમણે નિર્ણય કરી નાખ્યો છે કે ઉશ્કેરાટમાં આવીને કશું કરવું નથી, જે કરવું તે ખૂબ વિચાર પૂર્વક, ઠંડે કાળજે અને શાંતિથી.

એકાએક વ્રજમાધવ બાબુએ બૂમ પાડી: 'બાઈ?'

બાઈ નળે વાસણ માંજતી હતી. તેણે જવાબ દીધો: 'શું છે, બાબુ?'

'જરા અહીં આવ તો!'

આમ કહી વ્રજબાબુ કાગળમાં કંઇક લખવા લાગ્યા.

દાસી વાસણ માંજવાનું રહેવા દઈ, એકદમ હાથ ધોઈ, હાથ લૂછતી લૂછતી, બેઠકખાનામાં આવી ઊભી. વ્રજબાબુએ તેના હાથમાં કાગળ મૂકીને કહ્યું: "અઢાર નંબરમાં વકીલ વિપિન બાબુ રહે છે ને, એમને જઇને આ ચિઠ્ઠી આપી આવ; અને તેઓ જે ચોપડી આપે તે લેતી આવ."

દાસી કાગળ લઇને ગઈ. પાંચસાત મિનિટ પછી, ચામડાના પૂઠામાં બાંધેલો એક જાડો પોથો લઇને એ આવી, અને એ શેઠના મેજ ઉપર મૂકી, પોતાના કામે લાગી ગઇ.

પોથાનું નામ હતું: 'ઇન્ડિયન પિનલ કોડ.' એ ઉઘાડી વ્રજબાબુ એની લાંબી અનુક્રમણિકા વાંચવા લાગ્યા. પછી, જે પાના પર ખૂનના ગુના વિષે લખેલું હતું, તે પાનું કાઢી ખૂબ ધ્યાનપૂર્વક વાંચવા માંડયું. વિષય બહુ અટપટો હતો, એટલે વાંચતાં વખત બહુ ગયો. પોતાને કાયદાનું જ્ઞાન નહોતું, એટલે એવું માનતા હતા કે દુશ્ચરિત્ર સ્ત્રીનું ખૂન કરવાથી ફાંસીની સજા થતી નથી, જેલની સજા થાય છે, અથવા બહુ તો દેશનિકાલની સજા થાય છે. પરંતુ ધ્યાનપૂર્વક વાંચવાથી માલમ પડયું કે એ ધારણા ખોટી હતી. પ્રત્યક્ષ ગુનો કરતાં પકડીને ખૂન કરવાથી ફાંસીની સજા નથી થતી, બાકી તો થાય છે. અલાહાબાદ હાઇકોર્ટનો ચુકાદો છે કે મોહન નામે એક માણસને પોતાની સ્ત્રીના ચારિત્ર વિષે શંકા થઇ. એને પાપ કર્મ કરતાં પકડવાના હેતુથી રાતે ઊંઘવાનો ઢોંગ કરી તે પથારીમાં પડી રહ્યો. મોડી રાતે, તેની

સ્ત્રી ધીમેથી પથારીમાંથી ઊઠી, અને જગાડવાને બારણું ઉઘાડી, ધીરે ધીરે બહાર નીકળી. મોહન પણ એની પાછળ ઊઠ્યો. ઘરમાં એક કુહાડો હતો તે હાથમાં લઇ, અંધારામાં એની સ્ત્રીની પાછળ પાછળ છુપાતો ચાલ્યો. સ્ત્રી નિર્જન ધોરી રસ્તો છોડી થોડે દૂર ગઇ. ફકીરૂદ્દીન નામે એક માણસ ત્યાં ઊભો હતો. પેલી સ્ત્રી ત્યાં જઇ ઊભી ઊભી તેની સાથે ગુસપુસ વાતો કરવા લાગી. મોહન થોડીવાર જોઇ રહ્યો, પણ પછી તેનાથી સહન થયું નહિ એટલે બે ઠેકડા મારી કૂદીને તેની પાસે જઇ ઊભો, અને જોરથી બૈરીના માથામાં કુહાડો માર્યો. તરત જ બિચારી મરણ પામી. મોહનને ફાંસીની સજા થઇ.

અડધોએક કલાક ચોપડી વાંચ્યા પછી, વ્રજબાબુએ એક ઊંડો નિસાસો નાંખ્યો, ચોપડી બંધ કરી, અને દાસીને બોલાવી તે પાછી આપી આવવાનું કહ્યું.

: ૨ :

હકીકત આમ હતી. વ્રજમાધવ બાબુની સ્ત્રી ઉષારાણી, જન્મથી જ પૈસાદાર પિતાને ઘેર લાડકોડમાં ઉછરીને મોટી થઇ હતી, એટલે જરા વધારે પડતા મોજશોખ તે કરતી હતી. વસ્ત્રાલંકાર, તેલ વગેરે ખૂબ ઊંચાં પ્રકારનાં ન હોય તો એનું મન માનતું નહિ. વળી, સાધારણ હિંદુ કુલવધુની પેઠે, ડાહીડમરી થઇને ઘરના ખૂણામાં ભરાઇ રહેવાનું કે બહાર નીકળતી વખતે દોઢ હાથ ઘૂમટો કાઢી, ખૂબ શરમાતાં શરમાતાં ચાલવાનું તેને બિલકુલ ગમતું નહિ. નાટક સિનેમા અને પ્રદર્શનો જોવાનો એને ભારે શોખ હતો. અને વિલાયત જઇ આવેલાઓ જેવી રીતે સ્ત્રીને લઇને ખુલ્લાંખુલ્લાં આવા બધા જલસાઓમાં જાય છે તેવી રીતે પોતે પણ પતિની સાથે છૂટથી ફરે એવી તેની ઇચ્છા હતી. પરંતુ વ્રજમાધવ બાબુને એવું બિલકુલ ગમતું નહોતું. તેઓ કહેતા: 'હું એછો વિલાયત જઇ આવેલો છું કે તને મેમ બનાવી સાથે લઇને ફ[illegible]' આથી ઉષા એક પ્રકારે અસંતોષમાં દિવસો વિતાવતી, એને આવી

કોઈ જગાએ જવાનું હોય તો પતિની સાથે ન જતાં, પોતાની મંડળીની સહિયરોની સાથે જવાનું ગોઠવતી.

વચમાં ત્રણ મહિના માટે વ્રજમાધવ બાબુને એક સારું ટ્યુશન મળી ગયું હતું. બી. એ. ની પરીક્ષામાં બેસનારાં એક પૈસાદારના પુત્રને સાંજથી રાતના દશ સુધી ભણાવવા જવું પડતું. પૈસાના અભાવને લીધે, ન છૂટકે, પણ ચાહીને તેમણે આ કામ સ્વીકાર્યું હતું. ટ્યુશનમાંથી ઘેર આવતાં સાડાદશ વાગી જતા.

એક દિવસ ઘેર પાછાં આવતાં ઉષાએ તેમને કહ્યું: 'તમને પૂછ્યા વગર એક કામ કરી બેઠી છું. તમે સાંભળીને ગુસ્સે નહિ થાઓને ?'

વ્રજબાબુએ કહ્યું : 'શું કર્યું છે એ તો પહેલાં કહે, પછી તારા સવાલનો જવાબ આપું.'

'નહિ, પહેલાં કહો કે ગુસ્સે નહિ થઈ જાઉં,' ખૂબ સ્નેહથી આ શબ્દો બોલી ઉષાએ પતિના હાથ પકડ્યા.

'કોઈ કામની ચીજની ખરીદી કરી લાગે છે.'

આવું પહેલાં ઘણીવાર થયું હતું. પરિણામે મહિનો પૂરો થતા પહેલાં, ઘર ખરચના પૈસા પૂરા થઈ જતાં, રૂપિયા ઓફીના લાવી ઉષાને આપવા પડયા હતા.

ઉષા બોલી : 'ના, એવું નથી.'

'તો ? ક્યાંક ગઈ હતી ?'

'હં, સિનેમા જોવા.'

'કોની સાથે ? પ્રતિમા આવી હતી ?'

આ પ્રતિમાસુન્દરી ઉષાની એક બાળસખી હતી. તેનો પતિ વિલાયત જઈ આવેલો નહોતો. પણ કોઈ ઊંચા હોદ્દા પર હતો. એટલે સાહેબી રીતભાતની દીક્ષા પામેલો હતો. તેની સ્ત્રી પણ એને શોભે તેવી હતી. પહેલાં પણ બેચાર વખત પ્રતિમા આવીને ઉષાને આવી રીતે સાથે લઈ ગઈ હતી, તેથી વ્રજબાબુને અત્યારે એ યાદ આવી.

પતિના સવાલના જવાબમાં ઉષાએ કહ્યું : 'ના, પ્રતિમા નહોતી આવી, હું એકલી જ ગઈ હતી !'

વ્રજબાબુએ કહ્યું : 'એકલી ? કંઈ થયું હોત તો ? કોઈ ગુંડાએ કંઈ મશ્કરી કરી હોત તો ?'

ઉષાએ હસીને કહ્યું : 'અમે કંઈ ઘૂમટો ઓઢી નાની વહુ બનીને જતા નથી કે ગુંડા લોકો છોકરીઓ એકલી જોઈ મશ્કરી કરવાની હિંમત કરે ! અમે તો વખતે મેમસાહેબ થઈને જઈએ છીએ. મેમસાહેબથી સૌ બીએ !'

વ્રજબાબુએ કહ્યું: 'એ ગમે તેમ હો, પણ હવેથી તું એકલી ના જતી !'

ઉષાએ કહ્યું : 'ઠીક, તો નહિ જાઉં. પણ આટલો ગુનો માફ કર્યો ને ?'

'હા કર્યો.'

આ બનાવ બન્યાને અઠવાડિયા પછી એક દિવસ સાંજરે વ્રજબાબુ છોકરાને ભણાવવા ગયા ત્યારે જોયું તો છોકરાને તાવ આવેલો હતો. તેથી તેની પાસે બેસી થોડીવાર વાતોચીતો કરીને તેઓ પાછા ફર્યા. રસ્તામાં જરા કામ હતું, તે પતાવીને તેઓ ઘેર આવ્યા ત્યારે રાતના નવ વાગ્યા હતા. તેઓ ખડકીના બારણે પહોંચ્યા હશે એટલામાં જ એક મોટરગાડી આવીને ત્યાં ઊભી રહી.

વ્રજબાબુએ નવાઇ પામી જોયું તો અંગ્રેજી પોશાકવાળો એક બંગાળી યુવક, મોટરમાંથી ઊતરી, એક બનેલીઠનેલી યુવતીને ઊતારવામાં મદદ કરી રહ્યો હતો. તે યુવતી બીજી કોઇ નહોતી, પણ તેમની જ પત્ની ઉષારાણી હતી. આ રીતે એક પરપુરુષની સાથે પોતાની પત્નીને મોટરમાં જોઇને, વ્રજબાબુનું આખું શરીર રોષથી સળગી ઊઠ્યું.

સ્તબ્ધ બનીને વ્રજબાબુ ત્યાં જ ઊભા રહી ગયા. ઊભા ઊભા એ લોકોની સામે જોઇ રહ્યા. એમની આંખોમાંથી તે વખતે જાણે આગ વરસી રહી હતી.

નીચે ઊતરતાં જ ઉષાની નજર પતિની ઉપર પડી. તેમની સામે જોઇ બિલકુલ સ્વાભાવિક ભાવે તેણે કહ્યું: 'આહ—સારું થયું, તમારી સાથે વાતચીત કરવા સારૂ મિસ્ટર લાહિડી ક્યારના ઉતાવળા થઇ રહયા છે. મેં કહયું કે અત્યારે તો તેઓ ઘેર નહિ હોય, તમે કોઇ બીજે દિવસે બીજે વખતે આવજો. પણ તમે આવી ચડયા તે સારું જ થયું. તેઓ અમારી બેલા દિદિના ભાઈ છે—મિસ્ટર લાહિડી. પછી લાહિડી સાહેબની સામે જોઇ તે બોલી: 'આ મારા પતિ, પ્રોફેસર બેટર્જી.'

લાહિડી સાહેબ તરત જ વ્રજબાળુની સાથે શેકહેન્ડ કરી બોલ્યા : 'હા-ઉ-ડુ-ડ્યુ !'

—અને એમના મોઢામાંથી ભક ભક કરતી દારૂની ગંધ નીકળીને વ્રજમોહન બાબુનાં નસકોરાંમાં ભરાઈ ગઈ.

મનનો અણગમો મનમાં દાબી વ્રજબાબુ બોલ્યા : 'આવો, મિસ્ટર લાહિડી, ઘરમાં પધારો.'

લાહિડી સાહેબે અતિ વિવેકભરી ભાષામાં ક્ષમા માગી, વ્રજબાબુની સાથે ફરી શેકહેન્ડ કરી, ઉષાની સામે જોઈ ટોપી ઊંચી કરી, મોટરમાં ચઢી વિદાય થઈ ગયા.

પત્નીની સાથે વ્રજબાબુએ ઘરમાં પ્રવેશ કર્યો.

ઉષાએ કહ્યું : 'હં રે, આજે કંઈ વહેલા પાછા ફર્યા !'

મનમાં મનમાં વ્રજબાબુ બોલ્યા : 'ક્યાંથી ખલેલ પડી શું ?' પણ પ્રત્યક્ષ તો, વહેલા પાછા આવવાનું ખરેખરું કારણ તેમણે કહ્યું.

પતિને વધારે પડતા ગંભીર જોઈ ઉષા બોલી : 'તમારી રજા વગર એ લોકોની સાથે સિનેમા જોવા ગઈ તેથી તમને ખોટું લાગ્યું છે ને ? પણ શું કરું ? તમારા ગયા પછી બેલા દિદિ આવી લાગી. મેં જવાની તો ને ના જ કહી, પણ એ કોઈ રીતે છોડે નહિ. છેવટે મેં કહ્યું : 'જો, એકલદોકલ સ્ત્રી, કોઈ પુરુષના સાથ વગર, ગમે ત્યાં ફરે તો એમને પસંદ નથી.' બેલા દિદિ કહે, 'એ વાંધો હોય તો ગભરાવાનું કારણ નથી. મારા ભાઈ થોડા દિવસ થયાં લાહોરથી આવ્યા છે,

તેઓ સિનેમાની બહાર આપણી રાહ જોશે, તું ચાલ. આવું સાંભળ્યું એટલે હું ગઈ. સિનેમા જોયા પછી, ઘેર બેલાને ઉતારી દઈ મિસ્ટર લાહિડી મને અહીં પહોંચાડવા આવ્યા હતા.'

વ્રજબાબુએ ગંભીર ભાવે પૂછ્યુંઃ 'તેઓ લાહોરમાં રહે છે શું! કુટુંબ સાથે?'

'ના, હજી તેમનાં લગ્ન થયાં નથી.

'શું કરે છે, ત્યાં?'

'બારીસ્ટરી કરે છે. ખૂબ કમાય છે.'

'ઓહ!'—બોલી વ્રજબાબુ ચૂપ થઈ ગયા.

પતિના રંગઢંગ જોઈ ઉષાને પણ જરા રોષ ચડયો. તેને થયું કે એવો તે મેં શો ગુનો કરી નાખ્યો છે કે આટલું મોં ચડાવે છે? રીસમાં ઉષાએ બે દિવસ પતિની સાથે શાંતિથી વાત પણ કરી નહિ.

થોડા દિવસ પછી, એક દિવસ ઉષા કોઈ લગ્નમાં જવા માટે કપડાં પહેરતી હતી. વ્રજબાબુ પણ જવાના હતા, તેઓ પણ કપડાં બદલતા હતા. એવામાં ઉષાએ એક અત્તરની નવી શીશી કાઢી. પોતાના કપડાંમાં સારી પેઠે અત્તર છાંટી, પછી પતિના રૂમાલમાં બેચાર ટીપાં નાંખી ઉષાએ કહ્યું: 'કેવી સુગંધ છે,હં!'

વ્રજબાબુએ સૂંઘીને કહ્યું: 'વાહ—સુંદર!' પછી શીશી હાથમાં લઈને અત્તરનું નામ વાંચ્યું. ને કહ્યું: 'અત્તર બહુ કીમતી લાગે છે. કેટલામાં લીધું?

ઉષાએ જરા ખચકાઈ જવાબ દીધો : મોટી શીશીની બહુ કિંમત પડે છે. પણ આ નાની છે. આની કિંમત ઓછી છે.'

'તોયે કેટલી હશે?'

ઉષા પળવાર વિચાર કરી બોલી: ' સાડાત્રણ રૂપિયા.'

બનાવોની ગતિ અકળ છે. ઉપલી વાત થયા પછી એ જ દિવસમાં વ્રજબાબુ પોતા છોકરાને ભણાવવા ગયા ત્યારે તેના મેજ ઉપર તેમણે એક અત્તરની શીશી જોઈ. ઉષાએ બતાવેલી તેવીજ એ શીશી હતી; પણ એના કરતાં બમણી મોટી હતી.

શીશી હાથમાં લઈ વ્રજબાબુએ કહ્યું: 'અદ્ભુત આ અત્તર!'

છોકરાએ કહ્યું: 'જી હા, અને કિંમત પણ એવી છે.'

'કેટલી કિંમત હશે આની?'

'છત્રીસ રૂપિયા.'

વ્રજબાબુએ નવાઈ પામી કહ્યું: 'હેં? શું કહો છો? છત્રીસ રૂપિયામાં માત્ર આટલું અમથું અત્તર?'

છોકરાએ કહ્યું: 'જી હા, લડાઈમાં તો કિંમત આથીયે વધી ગઈ હતી. પણ હમણાં જરા ઊતરી છે.'

વ્રજબાબુએ કહ્યું; 'મેં આની નાની શીશી જોઈ છે.'

'જી હા– નાની શીશી પણ આવે છે. તેની કિંમત ચોવીસ રૂપિયા પડે છે.'

વ્રજબાબુ આગળ કંઇ બોલ્યા નહિ. પોતાનું કામ પૂરું કરી તેઓ ઘેર પાછા ફર્યાં. અત્તર કે તેની કિંમત વિષે તેમણે સ્ત્રીની સાથે કંઇજ વાત કરી નહિ.

મહિનાની અધવચ વ્રજબાબુ વિચારમાં પડી ગયા કે દોઢસો રૂપિયા મહિને કમાનારા અધ્યાપકની સ્ત્રી, ચોવીસ રૂપિયા આપીને અત્તરની શીશી ખરીદી લાવે એ કેવું કહેવાય! તેમને થયું કે ચોથા અઠવાડિયામાં ઉષા જરૂર કહેવાની કે પૈસા ખૂટી પડયા છે. વળી ક્યાંક દેવું કરવા દોડવું પડવાનું.

પરંતુ મહિનો પૂરો થઈ ગયો; ઉષા કશું બોલી નહિ.

ઉષા આખો દિવસ મોં ચડાવીને ફરે છે, પતિની સાથે શાંતિથી વાત પણ કરતી નથી. કોઇ કોઇ વાર નાટક જોવા જાય છે, કોઇ વાર સિનેમા જોવા જાય છે, બધી વખતે પતિને પૂછતી પણ નથી. કોઇ વાર કહે છે કે પ્રતિમા દિદિની સાથે ગઈ હતી. તો કોઇ વાર વળી બીજી કોઈ સહિયરનું નામ દે છે. દલીલ કરે છે 'કે તમે રાતના દશ દશ વાગતા સુધી બહાર રહો છો, પછી ઘરમાં મારો એકલીનો વખત કેવી રીતે જાય?'

આ સાંભળી વ્રજબાબુ હા કે ના કશું જ કહેતા નથી. તેઓ પણ મોં ચડાવી મૂંગા બેસી રહે છે.

## : ૩ :

આવી રીતે એકાદ મહિનો વીત્યો. એટલામાં માની માંદગીના સમાચાર સાંભળી ઉષાએ થોડા દિવસ પિયર જવાની ઇચ્છા જણાવી. વ્રજબાબુએ તરત હા કહી.

ઉષા ભવાનીપુર ગયાને થોડા દિવસ થયા હશે એટલામાં એક દિવસ સવારે વ્રજબાબુને, કોઈ અજાણ્યા હસ્તાક્ષરથી લખાયેલા સરનામા વાળો એક કાગળ મળ્યો. પરબીડિયું ખોલીને લખનારની સહીની તપાસ કરતા, સહીની જગ્યાએ આવું લખેલું માલુમ પડ્યું: 'આપનો એક શુભેચ્છક મિત્ર.'

એ નનામા કાગળમાં આ પ્રમાણે લખેલું હતું:

મહાશય,

લોકો કહે છે કે બાર વરસ પંતુજીગીરી કર્યા પછી માણસ બુદ્ધિ ખોઇ બેસે છે ને બાઘેડો બની જાય છે. તમે તો આનાથી અડધા વરસ પણ પંતુજીગીરી કરી નથી,—તેમ છતાં તમારી આવી દુર્દશા કેમ?

આંખે શું કશુંયે દેખાતું નથી? આપની રસવતી વિલાસિની પત્ની કેટલી લીલાઓ રચી રહી છે તેની શું તમને કશાયે ખબર નથી?

તે નાટક સિનેમા જોઇને ઘેર આવે ત્યારે આપે જરા પૂછવાની જરૂર છે કે, ખેલમાં શું જોઈ આવી. કહે જોઉં. પછી એના જવાબના સાચા ખોટાપણાની તપાસ કરવાનું આપનું કર્તવ્ય છે.

મરવા દો એ વાત. પણ એના હાથમાં ચોવિસ રૂપિયાની કિંમતની અત્તરની શીશી જુઓ, અથવા ત્રીસ રૂપિયાની બનારસી સાડી એના શરીર ઉપર જુઓ, અથવા એના ગળામાં હેમિલ્ટન એન્ડ કુંપનીનો સાતસો રૂપિયાનો હાર જુઓ, તો પણ શું તમારે એને પૂછવું જોઇએ નહિ કે મેં તો તને આ આણી આપ્યાં નથી, તો તું લાવી કયાંથી?

વધારે કંઇ લખવા ઇચ્છતો નથી. પણ આંખ કાન ઉઘાડા રાખજો અને બુઢ્ઢા ચાણક્ય પંડિતનું વચન ભૂલશો નહિ કે આવી સ્ત્રીની સાથે ઘર કરીને રહેવું એ સાપવાળા ઘરમાં રહેવા બરાબર છે, અને પોતાનો જીવ બચાવવા માટે જો દારા (સ્ત્રી)નો ત્યાગ કરવો પડે તો તે પણ કર્તવ્ય કર્મ છે. એજ

લિ.

આપનો એક શુભેચ્છક મિત્ર

કાગળ વાંચીને વ્રજબાબુના શરીરનું લોહી ગરમ બની ઉછાળા મારવા લાગ્યું. માથું જોરથી ભમવા લાગ્યું. ઉષાની અત્તરની નાની શીશી તો તેમણે જોઇજ હતી. એ શીશી ઉષાએ પોતે ખરીદી નહોતી એ પણ ચોકકસ હતું. કારણકે તેણે જ જો તે ખરીદી હોત તો

તેની કિંમત ચોવિસ રૂપિયાને બદલે સાડા ત્રણ રૂપિયા ન જ કહેત. તેણે માત્ર કિંમતનો ટુકડો લંબાવ્યો હતો. પરંતુ પેલી બનારસી સાડી અને હેમિલ્ટન કંપનીનો હાર વ્રજબાબુએ હજી જોયો નહોતો. પરંતુ એ બંને હોવાં તો જોઇએ જ. કારણકે જે માણસે અત્તરની શીશીની વાત સાચી લખી છે તેણે સાડી અને હાર વિષે પણ સાચું જ લખ્યું હોવું જોઇએ. વળી ઉષાની પાસે એટલા પૈસા નથી કે તે પોતે આવી ચીજો ખરીદી શકે. આનો અર્થ એ કે પત્રમાં જેનો ઇશારો કરેલો છે તે ઉષાની લીલાઓના સાથીની તરફથી જ આ બધી ચીજો ભેટ મળેલી હોવી જોઇએ. કોણ હશે એ વ્યક્તિ? પેલો અકકરમી લાહિડી હશે? પત્રમાં ચોખ્ખો ઇશારો કરેલો છે કે તે નાટક સિનેમામાં જવાનું કહે છે તે બધું જ કેવળ જૂઠું છે—તે કયાંક બીજે જ જાય છે ને પોતાના પ્રેમપાત્રને મળે છે.

વ્રજબાબુ મનમાં મનમાં બોલવા લાગ્યા: 'સાપવાળા ઘરમાં રહેવા બરાબર છે' એમ કહીને પત્ર લખનારે મને ચેતવ્યો છે. તો શું મારો જીવ લેવાની પણ આ પાપણીની મતલબ હશે? તો નવાઇ નહિ, કારણ કે લાહિડી કુંવારો છે, અને હું મરી જાઉં તો એમનાં પુનર્લગ્ન થઇ શકે.'

'આવા સંજોગોમાં મારે શું કરવું? એનું ખૂન કરી પાપનો યોગ્ય બદલો લઈ ફાંસીને માંચડે લટકું? કે સંસારનો ત્યાગ કરી સંન્યાસી બનું?'

પિનલકોડ મંગાવી ખૂનને લગતો કાયદો વાંચવા બેઠા તે વખતે વ્રજબાબુના મનની આવી અવસ્થા હતી.

## : ૪ :

આવી રીતે કંઇ કંઈ ચિંતામાં વ્રજબાબુના દિવસો પસાર થવા લાગ્યા.

એટલામાં કૉલેજમાં સમાચાર આવ્યા કે કેમ્બ્રિજ વિદ્યાપીઠમાં બંગાળી ભાષા શીખવવા માટે કોઈ અધ્યાપકની જરૂર છે, અને કોઇ લાયક માણસને પસંદ કરી મોકલી આપવાની કલકત્તા વિદ્યાપીઠને વિનંતિ થઇ છે.

આ સાંભળી વ્રજબાબુને થયું કે જો આ કામ મળી જાય તો બધા સવાલનો ઉકેલ આવી જાય, સ્ત્રીનું ખૂન પણ કરવું પડે નહિ, અને પોતાને સંન્યાસી પણ બનવું પડે નહિ. સ્ત્રીને પિયરમાં રાખી, વિલાયત જવું, પછી પાછા આવવું જ નહિ—પત્યું.

અનેક પ્રમાણપત્રો ભેગાં કરી વ્રજબાબુ વિદ્યાપીઠના ઉપકુલપતિને મળ્યા. ઉપકુલપતિએ કહ્યું: 'આ જમાનાના બધા ઉમેદવારો નથી. દેશ છોડી, પુત્ર પરિવારને છોડી, કોઈ લાંબો વખત વિલાયતમાં જઇને રહેવા તૈયાર થતું નથી. માત્ર પ્રેસિડન્સી કૉલેજનો એક પ્રોફેસર આ

જવાની ઉમેદવારી નોંધાવી ગયો છે. મેં એને વચન આપ્યું છે કે તેને મોકલીશ. એની પોતાની તો ખૂબ જ ઇચ્છા છે, પરંતુ હમણાં સાંભળ્યું કે પતિની વિલાયત જવાની વાત સાંભળી એની સ્ત્રીને ફીટ આવવી શરૂ થઈ ગઈ છે, એનાં બીજાં સગાંવહાલાં પણ એનો ખૂબ વિરોધ કરી રહ્યાં છે. એટલે તેઓ જો નહિ જાય તો હું જરૂર તમને જ મોકલીશ.'

વ્રજબાબુ મનમાં મનમાં બોલ્યા: 'મારી સ્ત્રીને ફીટ આવવાની નથી. પછી ઉપકુલપતિનો આભાર માની, પ્રણામ કરી તેઓ છૂટા પડ્યા.

બીજે જ દિવસે ઉપકુલપતિએ વ્રજબાબુને બોલાવ્યા.

વ્રજબાબુ આવતાં જ તેમણે કહ્યું: 'ગૃહસ્થ જઈ શકે તેમ નથી. તમે તૈયાર છો?'

વ્રજબાબુએ કહ્યું: 'જી હા. ક્યારે જવાનું છે?'

'જેમ બને તેમ જલદી. પરમદિવસે વિલાયતનો મેલ કલકત્તાથી ઊપડે છે. એટલા થોડા વખતમાં તો કદાચ તમે તૈયાર નહિ થઈ શકો, પણ તે પછીના મેલમાં, એટલે કે આજથી નવમે દિવસે તમે ઊપડી શકશો ખરા?'

વ્રજબાબુએ કહ્યું, 'જી હા, ઊપડી શકીશ.'

પછી ઉપકુલપતિએ વ્રજબાબુને નિમણૂકનો પત્ર તથા પ્રવાસખર્ચ વગેરે ક્યાં મળશે તે બતાવી દીધું અને એક કાગળ લખી તેમના હાથમાં આપ્યો.

વ્રજબાબુએ એ જ દિવસે સૂટ વગેરે શિવડાવવાનો ઓર્ડર આપ્યો. પછી સ્ત્રીને તેડાવવા ભવાનીપુર માણસ મોકલ્યો. એને બધી વાત કરી, એના ભરણપોષણની કંઈક વ્યવસ્થા કરી, હમેશને માટે એની વિદાય લેવાનો તેમનો હેતુ હતો.

## : ૫ :

બીજે દિવસે ઉષા પતિને ઘેર પાછી આવી. તે વખતે બાર વાગ્યા હતા. પતિને ઘરમાં જોઇ તેણે પૂછ્યું: 'આજે તમે કૉલેજમાં નથી ગયા શું ?'

વ્રજબાબુએ કહ્યું: 'ના, મારી અહીંની નોકરી પૂરી થઈ ગઇ છે.'

ઉષાએ નવાઈ પામી પૂછ્યું: 'પૂરી થઇ ગઈ છે એટલે શું ?'

જવાબમાં વ્રજબાબુએ વિલાયતમાં પોતે નોકરી લીધાની વાત કહી.

ઉષાએ કહ્યું: 'આ શું ! એકલા એકલા આટલું બધું નક્કી કરી નાખ્યું ? મને જરા પૂછ્યું સુદ્ધાં નહિ ?'

વ્રજબાબુના મોં પર પળભર એક મ્લાન હાસ્ય પ્રસરી ગયું. પછી તેઓ બોલ્યા: 'આ તો વ્યકિતસ્વાતંત્ર્યનો જમાનો છે ખરો ને ! આ જમાનામાં પતિ પત્ની એક બીજાના કબજામાં નથી !'

'એટલે ?'

'એટલે સ્ત્રી પોતાની મરજી પ્રમાણે ફાવે તે કરી શકે છે, તેમાં રૂકાવટ કરવાનો પતિને કંઇ અધિકાર નથી. અને પતિ પણ પોતાની મરજી પ્રમાણે કામ કરી શકે છે એમાં સ્ત્રીનો અભિપ્રાય પૂછવાની જરૂર નથી.'

ઉષા કેટલીકવાર સુધી અનિમેષ નયને પતિના મોં સામે જોઈ રહી. પછી શ્લેષમાં બોલી : 'વિલાયત જવાનું નામ લેતાં એકદમ આટલા ઉદાર બની ગયા ?'

વ્રજબાબુએ પણ તેવા જ સ્વરમાં જવાબ દીધો : 'જેમને વિલાયત જવાની કલ્પના યે નથી, તેવાંયે કેટલાંક માણસો આના કરતાં વધારે ઉદાર બની ગયાં હોય છે !'

ઉષાએ કહ્યું : 'આ મને ઉલ્લેખીને બોલો છો ?'

વ્રજબાબુએ કહ્યું : 'તું સમજે તે ખરું !'

આ સાંભળી ઉષાની આંખો છલછલ કરતી છલકાઈ પડી. ધીરેધીરે તે ત્યાંથી જતી રહી, અને બારી પાસે જઇ, બે હાથે મોં ઢાંકી રડવા લાગી.

વ્રજબાબુ મનમાં મનમાં બોલ્યા : 'નાટકમાં જોડાઇ જશે તો, પહેલા નંબરની અભિનેત્રી થઇ શકશે તું !'

પરંતુ આજ લગીની મમતા, ધીરે ધીરે તેને સ્ત્રીની તરફ ખેંચતી હતી. તેથી ઉષાના મોં પરથી હાથ છોડાવવાનો પ્રયાસ કરતાં તેણે કહ્યું : 'તો એમાં આટલું રૂવે છે શું કરવા ?—ચાલ ચાલ, શાંતિથી જરા વાત કરી લઈએ.'

પરંતુ ઉષા એકદમ ઊઠી નહિ, તેને ખૂબ મનાવવી પડી.

છેવટે બંને જણે 'શાંતિ'થી વાતચીત શરૂ કરી.

વ્રજબાળુએ કહ્યું : 'માત્ર એક જ અઠવાડિયું હવે હું દેશમાં છું. મારા ગયા પછી તું તારી માની સાથે રહીશ ને ?'

ઉષા જોરથી માથું હલાવી બોલી : 'ના.'

વ્રજબાળુએ કહ્યું 'તો ? ક્યાં રહેવું છે તારે ?'

'ક્યાંય રહેવું નથી.'

'કંઈ સમજાયું નહિ.'

'કાં તો હું તમારી સાથે આવીશ, કે પછી તમને યે જવા નહિ દઉં. મૂઈ તમારી વ્યક્તિસ્વાતંત્ર્યની થિયરી. એ થિયરીના માથામાં ઝાડુ મારું—'

વ્રજબાળુ જરા વિચારમાં પડી ગયા. મોઢે પતિ વિયોગનું દુ:ખ દેખાડી, સ્વેચ્છાચારિણી પોતાને મળનારી સ્વતંત્રતાના આનંદને ઢાંકવાનો અભિનય કરતી હોય એવું તો આ નથી લાગતું !'

તેથી તેઓ બોલ્યાઃ 'તારે મારી સાથે આવવું છે, અથવા તો, મને યે જવા નથી દેવો એમને ? આ તું સાચું બોલે છે, ઉષા ?'

ઉષાએ કહ્યું: 'તો હું જૂઠું બોલું છું એવું ધારવાનું તમને કંઈ કારણ મળ્યું છે ?'

વ્રજબાળુએ એકદમ બોલી નાખ્યું: 'મજાનું છે. તું જ વિચારી જોને, આ બે ત્રણ મહિનામાં તું મારી આગળ કેટલી વખત જૂઠું બોલી છે!'

આ સાંભળી ઉષા એકદમ ચમકી ગઇ. તે નીચું મોં કરી બેઠી બેઠી વિચાર કરવા લાગી કે હમણાં હું પતિની આગળ શું જૂઠું બોલી છું.

વ્રજબાળુએ કહ્યું: 'બોલ, બોલ, ચૂપ કેમ બેઠી?'

ઉષા ભયભીત ભાવે બોલી: 'હા, એકાદ બે વખત બોલી છું ખરી.'

વ્રજબાળુએ કહ્યું: 'બોલી છો ને, ઠીક. તો હવે હું તને જે કંઇ પૂછું તેનો સાચો જવાબ આપીશ?'

ઉષાએ કહ્યું: 'આપીશ, પૂછો!'

વ્રજબાળુએ કહ્યું: 'પેલે દિવસે તેં મને એક અત્તરની શીશી બતાવી હતી એ યાદ છે? એની કિંમત શું સાચે જ સાડા ત્રણ રૂપિયા છે?'

ઉષા નીચું જોઇ બોલી: 'ના, એની કિંમત ચોવીસ રૂપિયા છે.'

વ્રજબાળુએ કહ્યું: 'વારુ, હવે તું સાચું બોલી. ઠીક, તો તારી પાસે એવાં કંઈ ઘરેણાં કે લૂગડાં છે ખરાં, જે મેં તને આણી આપ્યાં નથી, અને મેં કદી જોયાં સુદ્ધાં નથી?'

ઉષા બોલી : 'હા, છે.'

'મને બતાવીશ એ બધું ?'

'રહો, બતાવું.'

આમ કહી ઉષા ઊઠી. પોતાની ટ્રંક ઉઘાડી તેમાંથી એક સુંદર જરીભરતની બનારસી સાડી કાઢી લાવી, પતિની સામે મેજ ઉપર મૂકી તે બોલી : 'મારી આ સાડી મેં હજી તમને બતાવી નથી.'

વ્રજબાબુએ તેને હાથ પણ અડકાડયો નહિ. માત્ર પૂછયું : 'કેવી સાડી છે આ ?'

'બનારસી'

'કેટલાની છે ?'

'ત્રીસ રૂપિયાની.'

'વ્રજબાબુએ કહ્યું : 'હં. બીજું કંઇ છે ! ઘરેણું ગરેણું ?'

'છે, એ પણ બતાવું છું.'

આમ કહી ઉષાએ પોતાની ઘરેણાંની પેટીમાંથી એક મખમલની દાબડી બહાર કાઢી, ઉઘાડી પતિની સામે મેજ ઉપર મૂકી. સૂરજના પ્રકાશમાં હાર ઝગમગી ઊઠયો

વ્રજબાબુએ એ હારને હાથ સુદ્ધાં અડકાડયો નહિ; પરંતુ દાબડીની અંદર સોનેરી અક્ષરે હેમિલ્ટન એન્ડ કંપનીનું નામ

લખેલું તેમણે વાંચી લીધું. પછી પૂછ્યું: 'આ કેટલાનો છે?'

ઉષાએ તરત જ કહ્યું: 'સાતસો રૂપિયા.'

વ્રજબાબુએ કહ્યું: 'હં—હવે છે કંઇ?'

ઉષાએ કહ્યું: 'ના, તમારાથી છૂપું મારી પાસે હવે બીજું કાંઇ જ નથી.'

બંને થોડી વાર ચૂપ રહ્યાં.

પછી ઉષા બોલી: તમે 'મને જે પૂછ્યું, તેના મેં સાચેસાચા જવાબો આપ્યા છે. હવે મારા એક સવાલનો સાચો જવાબ આપશો?'

'પૂછ.'

'મારી આ સાડી, હાર અને અત્તર વિષે તમે આવી રીતે મારી જડતી કેમ લીધી એ કહેશો?'

વ્રજબાબુએ ગજવામાંથી પેલો નનામો કાગળ બહાર કાઢી, ઉષાના હાથમાં મૂકી કહ્યું: 'આ કાગળ વાંચવાથી તને બધું સમજાઇ જશે. અને, તને છોડીને હું કેમ વિલાયત જવાનું કરું છું તે પણ સમજાશે.'

ઉષા એક શ્વાસે કાગળ વાંચી ગઇ. પછી કાગળ દૂર ફેંકી દઇ, બે હાથે મોં ઢાંકી ફરી રડવા લાગી. વ્રજબાબુ આભા બની આ જોઇ રહ્યા.

થોડી વાર પછી, ઊંચું જોઇ, ઉષા રડતી રડતી બોલી: 'ઠીક થયું, મને યોગ્ય જ સજા થઇ છે. પતિની આગળ જૂઠું બોલવાની, અને પતિથી છુપાવીને કામ કરવાની સજા આટલી ભારે હશે તે હું પહેલાં

જાણતી નહોતી. થનાર હતું તે થઈ ગયું. હવે—હમણાં જ એક ટેક્સી બોલાવો. અને તમે મારી સાથે ભવાનીપુર ચાલો. આ હાર, આ સાડી અને આ અત્તર માને બતાવી તમે એને પૂછજો કે હું આ બધું ક્યાંથી લાવી છું. અને તમારી પેલી જાડી નેતરની લાકડી પણ સાથે લઈ લેજો.'

વ્રજબાબુ નવાઈ પામી બોલ્યા: 'કેમ?'

'જેણે આ નનામો જૂઠો કાગળ તમને લખ્યો છે તે માણસ પણ હું તમને દેખાડી દઈશ. તમે તેને ફટકારજો — ખૂબ ફટકારજો — છ મહિના લગી પથારીમાંથી ઊઠી ન શકે એવો. એને લીધે તમારે જેલમાં જવું પડે તોયે જજો. તમે જેલમાંથી પાછા આવીને મળશો એ આશાએ હું જીવતી રહીશ, અને તમારો સંસાર અક્ષય રાખીશ.'

વ્રજબાબુએ વ્યાકુળ બની પૂછ્યું: 'કોને? કોને મારવાનું કહે છે?'

'એ સત્યને.'

'સત્ય કોણ?'

'એ મારા બાપના ઘરની પાસે રહે છે. નાનપણથી એ મને ત્રાસ આપે છે. મારાં લગન નહોતાં થયાં ત્યારનો. આજે પણ, હું પિયર જાઉં છું ત્યારે મારી સાથે છૂપી રીતે વાત કરવા ફાંફાં મારે છે—માને મેં બધી વાત કરી દીધી હતી. પહેલાં એ અમારા ઘરમાં, ઘરના દીકરાની પેઠે આવતો જતો પણ મા એ એનો પગ બંધ કરી દીધો. કશું ન ચાલ્યું ત્યારે એણે મારું સત્યાનાશ વાળવાનો આ ઘાટ

ઘડ્યો છે. હાય ! કેવો હરામખોર છે, કેવો શયતાન છે! ચાલો તમે, એના પાપનો બદલો એને આપવાનો છે, ચાલો. માર ખાઈને એ પડી જાય એટલે હું આ મારા ઊંચી એડીના બૂટ વડે ત્રણ લાતો એના મોઢા પર ચોડી દઈશ. હં, ચાલો, ચાલો !'

બોલતાં બોલતાં ઉષા ઊઠીને ઊભી થઈ ગઈ. એની આંખનાં આંસુ હવે સુકાઈ ગયાં હતાં, અને આંખોમાંથી હવે તણખા ખરતા હતા, એનું શરીર થર થર ધ્રૂજતું હતું.

વ્રજબાબુએ મહા મહેનતે એને શાંત પાડી. પછી બેત્રણ પ્રશ્નો પૂછીને એની પાસેથી તેમને જે જાણવા મળ્યું તેનો સાર નીચે પ્રમાણે છે—

'લગ્ન થતાં પહેલાં સત્યની અશિષ્ટતા સંબંધી ઉષાએ માત્ર માને બધી વાત કરી હતી, બીજા કોઈને કશું જ કહ્યું નહોતું. તે સાંભળી માને ગુસ્સો ચડ્યો હતો અને તેમણે સત્યને એકાંતમાં બોલાવી ખૂબ ખંખેરી નાખ્યો હતો. અને ઘરમાં પગ દેવાની તેને મનાઈ ફરમાવી હતી. પછી ઉષાના લગ્ન થયાં, સત્ય પણ પરણી ગયો. બેત્રણ વરસ સત્ય ઉષાના બાપને ઘેર આવ્યો નહિ, પણ તેની સ્ત્રી આવતી, ઘરની બીજી સ્ત્રીઓની સાથે વાતોચીતો કરતી, પાના પણ રમતી—અને હવે ઉષાના આવ્યા પછી, બૈરીને બોલાવવાના બહાને, સત્યે એના ઘરમાં આવજા કરવા માંડી હતી. થોડા મહિના પહેલાં ઉષા પંદર દિવસ પિયરમાં જઈને રહી હતી; તે વખતે ફરી સત્યે પહેલાંના જેવું આચરણ કરવા માંડયું હતું. ઉષાએ ફરી માને બધી વાત કરી દીધી, અને ફરી માએ સત્યનો પગ બંધ કરી દીધો. આ વખતે ઉષા પિયર ગઈ ત્યારે એક દિવસ માની સાથે તેને કંઈ કંઈ વાતો થઈ હતી. પોતે એકલી કે કોઈ સહિયરની સાથે નાટક સિનેમા જોવા જતી.

એથી વ્રજબાબુ નાખુશ થતા, એક દિવસ પ્રતિમાના ઘરનાંની સાથે સિનેમા જોવા ગઇ હતી, અને પાછાં વળતાં પ્રતિમાનો ભાઇ તેને ઘેર મૂકવા આવ્યો હતો, ગાડીમાંથી ઊતરતાં જ પતિનો ભેટો થઇ ગયો હતો, અને આને લીધે કેટલાક દિવસ લગી પતિપત્ની વચ્ચે રીસામણાં ચાલ્યાં હતાં, આ બધીયે વાત ઉષાએ માને કહી. માએ એ સાંભળી એને ખૂબ જ ઠપકો આપ્યો. આ વખતે સત્યની સ્ત્રી ત્યાં બેઠેલી હતી. તેણે એ બધી વાત ઘેર જઇને પોતાના પતિને કહી હોવી જોઇએ. તે પછી પેલો હાર, પેલી સાડી અને પેલી અત્તરની શીશી ૭ મહિના પહેલાં માની સાથે રહી ત્યારે લીધાં હતાં એ વાત તેણે પતિને કહી. બાપના મૃત્યુ પછી, માએ તેને છૂપી રીતે પાંચ હજાર રૂપિયા આપ્યા હતા. એ પૈસામાંથી ભાઇઓની મદદથી ઉષાએ એ શીશી, એ સાડી અને એ હાર વેચાતો લીધો હતો. સત્યની સ્ત્રીએ એ બધી ચીજો જોઇ હતી, એની કિંમતની પણ તેને ખબર હતી, અને પતિનો ઠપકો ખાવો ન પડે માટે ઉષા તે પતિને બતાવવાની નથી એ વાત પણ તેણે જાણી લીધી હતી. બધીયે વાત, પછી તેણે સત્યને કહી હોવી જોઇએ. આ તક હાથમાં આવતાં સત્યે, આ નનામો પત્ર લખી પોતાનું વેર વાળવાનો હલકટ પ્રયત્ન કર્યો હતો એ વિષે કશી જ શંકા નહોતી.'

બધી વાત સાંભળી વ્રજબાબુએ હાશ કરી શ્વાસ હેઠો મૂક્યો.

ઉષા બોલી, 'ઓ રે, તમારા પગમાં પડું, આ સાડી, આ હાર, આ શીશી અને આ શત્રુનો કાગળ લઇ તમે હમણાં જ માની પાસે જાઓ! અને તેઓ એ જોઇ શું કહે છે તે સાંભળી આવો. હું અહીં ઘેર જ બેઠી છું.'

વ્રજબાબુએ કહ્યું, 'ના, હવે એની જરૂર નથી તારા બોલ પર મને વિશ્વાસ છે.'

ઉમાએ ખૂબ હઠ કરી. પણ વજ્રપાણુ કેમે એ તપાસ કરવા તૈયાર થયા નહિ.

પછી વિલાયત જવું કે ન જવું તે વિષે ચર્ચા ચાલી. છેવટે એવું નક્કી થયું કે બંને જણે જવું, પરંતુ હંમેશને માટે નહિ. પાંચેક વરસ ત્યાં રહી, ફરી પાછું દેશમાં આવવાનું ઠરાવ્યું. તે વખતે આવી કોઈ પ્રોફેસરશિપ મેળવી લેવાને શી વાર લાગવાની હતી?

વિલાયત જવા ઉપડવાને આગલે દિવસે બંને જણ ભવાનીપુર મળવા માટે ગયાં. ઉમા પેલી સાડી, અને પેલો હાર પહેરીને જ આજે પતિની સાથે મોટરમાં બેઠી હતી.

# પતિનું પુનર્લગ્ન

:૧:

પુલીન બાબુની ઉમર માત્ર પંદર વરસની હતી, ત્યારે જ એક દશ વરસની છોકરી સાથે તેમનાં લગ્ન થઈ ગયાં હતાં. અત્યારે તેમની ઉમર ત્રીસની હતી, અને તેમનાં પત્ની સુશીલાસુન્દરીની ઉમર પચીસની હતી. પરંતુ હજી પણ એ દમ્પતીને સંતાનનું મુખ જોવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું નહોતું. આથી બંનેનાં મન બહુ ખિન્ન રહેતાં હતાં. તેમાંયે સુશીલાનું વધારે.

પુલીન બાબુ ગામડા ગામમાં નાના સરખાં જાગીરદાર હતા. ગામડા ગામમાં રહેતા હતા, પણ પોતે ગામડીઆ નહોતા. કારણ કે, ગામ કલકત્તાથી બહુ દૂર નહોતું. રેલગાડીમાં માત્ર પાંચ ૭ કલાકનો રસ્તો હતો. અને લગ્ન પછી કલકત્તા ગયા હતા અને થોડું ઘણું ભણી

કરીને સભ્યતા શીખવાની તક લીધી હતી. પરંતુ તેમનાં પત્ની સુશીલા-સુન્દરી બિલકુલ ગામડિયણ હતી.

સગાં સંબંધીઓ, પાડપાડોશીઓએ જ્યારે જોયું કે સુશીલા વીસ વરસની થઇ તોયે હજી તે માતા બની નથી, ત્યારે તેમણે તેને 'વાંઝણી' કહેવા માંડી. ઘણા ખુલ્લે ખુલ્લું કહેવા લાગ્યા કે પુલીને પરણવું જોઇએ, નહિતો એનો વંશવેલો નાબૂદ થઇ જશે.

પુરુષો કહેવા લાગ્યાઃ પુલીન જો બૈરીની બીકે ફરી પરણવાની ના કહેતા હોય, અને એમ કરીને, પિતૃઓની પિંડદાનની આશા પર પાણી ફેરવતો હોય તો એના જેવો નરાધમ આ દુનિયામાં બીજો કોઇ નથી એમ કહેવું જોઇશે. દુનિયાની ગતિરીતિ જોઇને વૃદ્ધ બનેલી સ્ત્રીઓ કહેવા લાગી કે પોતાના સ્વાર્થને માટે પતિને ફરી પરણવા ના દેવો એ સુશીલાનું કૃત્ય બહુ નિંદવાપાત્ર ગણાય. આજે જમાનો કેવો બગડી ગયો છે તે આ પરથી સમજાશે. બાકી આપણા વખતમાં આવું કદી બનતું નહિ. કોઇ કોઇ વાર આ ડોશીઓ આ વિષે સુશીલાને પણ સંભળાવવાનું ચૂકતી નહિ.

આવી રીતે હેરાન થવાથી સુશીલા થોડા દિવસ થયાં પતિને ફરી પરણવાનો આગ્રહ કરવા લાગી. પરંતુ પુલીને તેની વાત બિલકુલ કાને ધરી નહિ.

ઘરમાં સુશીલા જ કરતી કારવતી હતી. એક વિધવા નણંદ અને વિધવા ભત્રીજી હતી. બંને સુશીલા કરતાં ઉંમરમાં નાનાં હતાં.

આજે ગામમાં સુશીલા એક ઠેકાણે ગઇ હતી. ત્યાં કેટલીક સ્ત્રીઓએ જે સ્પષ્ટ અભિપ્રાય પ્રગટ કર્યો, તે સાંભળીને તેણે મનમાં ને મનમાં પ્રતિજ્ઞા કરી કે પતિને ફરી પરણવાને તૈયાર કર્યા વગર નહિ રહું, નહિ તો—

નહિ તો, ગંગામાં ડૂબી મરવું કે ઝેર ખાઇ મરવું કે બાપને ઘેર જતાં રહેવું એ હજી તેણે નકકી કર્યું ન હોતું.

રાત્રે વાળુ કર્યા પછી શયન ખંડમાં પ્રવેશ કરીને સુશીલાએ પતિની આગળ આ વાત કાઢી.

પુલીને કહ્યું, 'ગાંડી થઇ શું !'

સુશીલાએ કહ્યું : 'આમાં ગાંડી થવા જેવું શું છે ! પરણો તો તમને છોકરાનું મોં જોવા મળે. પિતૃઓને પિંડદાન મળે—આમાં ખોટું શું છે ?'

પુલીને કહ્યું : 'જો સુશી, પરણવા ધારું તો એક વખત નહિ, પણ દશ વખત હું પરણી શકું છું. પરંતુ તું જાણે તો છે કે જેવી રીતે કોઇ સ્ત્રી અ-સ્ત્રી હોય છે, તેવી રીતે કોઇ પુરુષ અપુરુષ પણ હોય છે. હું જો એવો પુરુષ હોઉં તો ફરી પરણું તોયે તે સ્ત્રીને સંતાન નહિ થાય. અને તારે આખી જિંદગી શોકયનું સાલ સહન કરવું પડશે. આ શું તને સારું લાગે છે ?'

સુશીલા ગંભીર ભાવે બોલી : 'કોણે કહ્યું તમારે છોકરાં નહિ થાય ? અને મારે શોકયનું સાલ સહન કરવું પડશે એમ કહીને તમે કહેવા શું માગો છો ? તમે નવી વહુ લાવશો એટલે શું મને ખાવા નહિ આપો, કે પહેરવા ઓઢવા નહિ આપો, કે મને ઝેર દેશો ? મને ખબર છે કે તમારાથી એવું બનવાનું નથી.'

પુલીન પડખું ફરી, ઓશીકું બગલમાં મારી બોલ્યો : 'રાતના બાર વાગ્યા, હજી તારે મને ઊંઘવા દેવો નથી ? ખાલી વાતો કર્યા કરવી છે ?'

સુશીલા કાંઇ બોલી નહિ.

: ૨ :

બે દિવસ પછી, નવેક વાગ્યાના શુમારે પુલીન પોતાના બેઠક-ખાનામાં બેઠો બેઠો એકબે પાડોશીઓની સાથે લહેરથી ધૂમ્રપાન કરતો હતો અને વાતોના ગપાટા હાંકતો હતો. એવામાં અંતઃપુરમાંથી નિમંત્રણ આવ્યું.

હુક્કો બીજાના હાથમાં આપી, ઘરમાં જઈ તેણે જોયું તો ભોંય પર આસન બિછાવીને ગામના જોષી મહારાજ જન્મોત્રી કાઢીને બેઠા હતા—અને સુશીલા ઓરડામાં બારણા આગળ ઊભી હતી.

પુલીને આંગણામાં ઊભાં ઊભાં જ કહ્યું : 'જોષી મહારાજ પધાર્યા છે ! નમસ્કાર મહારાજ ! ક્યારે પધાર્યા ?'

આમ કહી, તેમની સામે જોઈ, કોઈ ન જાણે તેમ તેણે જરા હસી લીધું.

જોષી મહારાજે હાથ ઊંચો કરી આશીર્વાદ આપી ગંભીર ભાવે જવાબ દીધો : 'હમણાં આવ્યો—બહુ વાર નથી થઇ. એકાદ કલાક થયો હશે, ભાઇ ! મા લક્ષ્મીએ કાલે જ અહીં મને બોલાવ્યો હતો, પણ કાલે તો મને વખત મળ્યો નહિ, તેથી આજે આવ્યો.'

પુલીને અંદર દાખલ થઇ સુશીલાને પૂછ્યું : 'મને કેમ બોલાવ્યો છે ? અને જોષી મહારાજને શું કામ બોલાવ્યાં છે ? તારે માટે શોકયનું નકકી કરવું ધાર્યું છે કે શું ? જન્માક્ષર બન્માક્ષર મેળવાવવા છે ?'

સુશીલાએ કહ્યું : 'હા, મેળવાવવા છે. તમે હમણાં જ હાથપગ ધોઈ જરા ગંગાજળનાં ટીપાં માથે નાખી, પેલું રેશમી પીતામ્બર પહેરીને આવો તો.'

પુલીને કહ્યું: 'સુજ્ઞ અને સમજુ સ્વામી હમેશાં પોતાની પત્નીનો પાલવ પકડીને ચાલે છે, અને કદી પણ એનું કહેવું ઉથાપતો નથી. એ જે આપે તે એ ખાય છે. ગળો, કે કડુ કશાનીયે એ ના પાડતો નથી. ઠીક તો, પીતામ્બર પહેરીને મારે શું કરવાનું છે ?'

સુશીલાએ કહ્યું: 'જોષી મહારાજને તમારો હાથ બતાવવો છે.'

પુલીને કહ્યું, 'હાથ બતાવવો છે ? ઓ બાપ, આવી બન્યું ! હું તો કંઇ માંદો સાજો રહેતો નથી, કે મને કશું થયું કયું નથી. ભૂખથી મારા પેટમાં બલાડાં બોલે છે. મારા સમ કહું છું, મને ભુખ્યો મારતી નહિ !'

સુશીલાએ કહ્યું : 'જાઓ જાઓ હવે ! ઘરડા થયા, હવે કંઇક તો સમજો, હું તો લાજી મરું છું ! એવો હાથ નથી જોવાનો. આ તો હાથ જોઇને તેઓ નસીબમાં શું છે તે કહેશે.'

પુલીન એ સાંભળીને હસ્યો.

તે બોલ્યો: 'તું તો જાણે છે, સુશી, કે મને એવી વાતોમાં શ્રદ્ધ નથી. વગર કારણે શા સારુ મને સતાવે છે?'

સુશીલા બોલી: 'તમને શ્રદ્ધા નથી, પણ મને છે. હું કહું તેમ કરો.'

સ્ત્રીના અતિ આગ્રહને વશ થઇ, છેવટે પુલીનને, હાથ પગ ધોઈ ગંગાજળનાં બે ટીપાં માથા પર નાખી, જોષી મહારાજની સામે જઇને બેસવું પડયું.

જોષી મહારાજે કહ્યું: 'લાવો જોઉં ભાઇ, તમારો હાથ જોઉં.'

પુલીને હાથ લાંબો કર્યો.

પુલીનનો હાથ જોઇ જોષી મહારાજ બોલ્યા: 'જો કે વહુમા તમારો સંતાનયોગ જાણવા માટે બહુ અધીરાં થયાં છે, તો પણ પહેલાં તો હું તમારું આયુષ જોઇશ. કારણ કે શાસ્ત્રમાં કહ્યું છે કે:—

'પરમાયુ: પરીક્ષેત પશ્ચાલ્લક્ષણમેવ ચ ।

'ઓહ!—આ અંગૂઠા આગળ ધનુષરેખા છે.' શાસ્ત્રમાં કહ્યું છે કે—

'ધનુર્યસ્ય ભવેત્ પાણૌ પંકજં વાથતોરણમ્ ।
તસ્યૈશ્વર્યં ચ રાજ્યં ચ અશીત્યાયુર્ભવેદ્ ધ્રુવમ્ ॥

'બાબા, આ પરથી સૂચિત થાય છે કે તને રાજવૈભવ મળશે, અને એંશી વરસનું આયુષ છે. સારુ, હવે સંતાનયોગ જોઉં.'

આમ કહી તેમણે પુલીનનો હાથ વાળીને હાથની બાજુમાં જોવા માંડ્યું. પછી હાથ છોડી દઈ, સુશીલાની સામે જોઈ કહ્યું: 'તમારા પતિના નસીબમાં એક પુત્રયોગ ચોક્કસ દેખાય છે, મા!'

સુશીલાએ ઘુમટામાંથી પૂછ્યું: 'સ્ત્રીઓ કેટલી છે?'

જોષી મહારાજે વળી થોડીવાર ધ્યાનપૂર્વક પરીક્ષા કરીને કહ્યું: 'સ્ત્રી તો એક જ દેખાય છે. વારુ, જરા આવો તો મા, તમારો હાથ જરા ફરીથી જોઉં'.

સુશીલાએ આવીને પોતાનો ડાબો હાથ ધર્યો.

જોષી મહારાજે તેની પરીક્ષા કરીને કહ્યું: 'હં, મારી ભૂલ નથી થઈ. તમે જ તમારા પતિના પુત્રના માતા બનવાને ભાગ્યશાળી થશો, મા, આ બાબતમાં લેશ પણ શંકાને સ્થાન નથી.'

આ પછી જોષી મહારાજ દક્ષિણા લઈને વિદાય થયા.

પુલીન કપડાં બદલતો હતો, એવામાં સુશીલા તેની પાસે જઈ બોલી, 'હું કહું છું, જોષી મહારાજને કેટલી લાંચ ખવડાવી છે?'

પુલીને કહ્યું, 'લાંચ! લાંચ ખવડાવવાની મારે શી જરૂર?'

'તો પછી હું પચીસ વરસની તો થઈ, હજીયે મને દીકરો થશે એવું કહેવાની એને શી જરૂર?'

પુલીને કહ્યું: 'વાહ—એ હું શું જાણું? મેં તો સાફ સાફ કહી દીધું છે કે હું આવાં બધાં ગપ્પામાં માનતો નથી. તું કહે છે કે મને શ્રદ્ધા

છે. હવે તું જાણે ને તારો જોષી મહારાજ જાણે–હું શું જાણું?'

આમ કહી પુલીન બહાર નીકળી ગયો.

સુશીલા વિચારવશ બની થોડી વાર બેસી રહી, પછી તેણે બૂમ મારીઃ 'ગેનીની મા.'

દાસી–ગેનીની માએ આવીને કહ્યું, 'કેમ મા?'

'તું કાલે જોષી મહારાજને બોલાવવા ગઇ હતી એની એમને ખબર પડી હતી?'

દાસી નવાઇ પામી બોલીઃ 'એમને ખબર પડી હતી કે નહોતી પડી એની મને શું ખબર પડે, મા? હં–રે હાં–યાદ આવ્યું. ખરી વાત, મા કાલે હું જોષી મહારાજના ઘરમાંથી બહાર નીકળી કે તરત મને બાબુ સામા મળ્યા હતા.–હાથમાં લાકડી હતી, ને કયાંકથી આવતા હતા. મને જોઇને એમણે પૂછ્યું, 'અહીં કયાંથી?' મેં નીચું જોઇ કહ્યું, 'જી, માએ જોષી મહારાજને બોલાવવા મોકલી હતી, એટલે એમને કહેવા આવી હતી.'

સુશીલા, આ સાંભળી રોષે ભરાઇ બોલી ઊઠીઃ 'તો પછી આવીને મને આ વાત કેમ કરી નહિ?'

દાસીએ કહ્યું; 'ભૂલી ગઈ મા, ભૂલી ગઇ. હવે મા, મને બહુ પૂરું યાદ નથી રહેતું, શું કરું! દશ ચોકુ કે વીસ ચોકુ ઉંમર થઈ, હવે તમને સાને સાજાંસમાં જોઇને મરું તો હાશ!'

આ પછી સુશીલાએ જોષી મહારાજના દશ વરસના પૌત્ર ઉમાપદને બોલાવ્યો. તેને પૂછતાં તેણે બધી યે વાત ખુલ્લેખુલ્લી કહી નાખી કે ગઈ કાલે સાંજે જમીનદાર બાબુ અમારે ઘેર પધાર્યા હતા, અને બેઠક ખાનામાં બેસી મારા દાદાની સાથે કેટલીયે વાર સુધી વાતો ચીતો કરી ગયા હતા, અને જતી વખતે દાદાને દશ રૂપિયા દક્ષિણાના આપતા ગયા હતા.

આ સાંભળી સુશીલા મનમાં મનમાં બોલીઃ 'હં... હવે મારે શું જાણવું બાકી રહ્યું ! મારું મોત કયારે છે એટલી જ મને ખબર નથી. મારી સાથે આવી ચાલબાજી ! ઠીક છે, આવવા દો એમને ઘરમાં.'

સ્ત્રીની ઊલટતપાસ અને પકડમાં સપડાઈ જતાં છેવટે પુલીનબાબુ કબૂલ કરવું જ પડ્યું કે લાંચ રૂશ્વત આપી જૂઠી સાક્ષી તૈયાર કરવાનું પાપ મેં કર્યું છે. પછી નાકકાન પકડી એમણે પ્રતિજ્ઞા કરી કે આવું કામ હવે ફરી કદી નહિ કરું.

: ૩ :

અષાડ મહિનો હતો. આકાશ વાદળાથી ઘેરાયલું હતું. તે વખતે સુશીલા શયનખંડની બારી આગળ બેસીને આકાશમાં રંગોની રમત જોઈ રહી હતી. તેનું મન અસ્વસ્થ હતું, કારણ કે તેના પતિ, ત્રણ ચાર દિવસમાં પાછો આવું છું, કહી કોઇના લગ્નમાં ભાગ લેવા કલકત્તા ગયા હતા. આજે એમને ગયે અઠવાડિયું થઈ ગયું, તો પણ પાછા આવ્યા નહોતા કે તેમના કંઈ સમાચાર આવ્યા નહોતા.

એવામાં દાસીએ પ્રવેશ કર્યો. ધીમે ધીમે તે ગૃહિણીની પાસે આવી બોલી, 'મા, એક બહુ ખરાબ વાત સાંભળી છે.'

સુશીલાએ તેની સામે જોઈ પૂછ્યું, 'શું વાત સાંભળી, ગેનીની મા.'

'કહે છે કે બાબુએ કલકત્તામાં ફરી લગ્ન કર્યાં.'।

'લગ્ન કર્યાં? છટ્-કોણે કહ્યું તને? સ્વપ્નું તો નથી આવ્યું ને?'

'ના, મા, સ્વપ્નું નથી આવ્યું. ઘોષના ઘરની દાસી પરસને મને કહ્યું.'

'શું કહ્યું ?'

'ઘોષ બાબુ તો મહિનાથી બહારગામ હતા ખરા ને–હાયકોરટમાં તેમના સાળાનો કંઈ કેસ ચાલે છે, એટલે એ કલકત્તા ગયા હતા. કાલે સાંજે પાછા આવ્યા. આવીને ઘરમાં વહુને કહેતા હશે તે બહારથી પરસન સાંભળી ગઈ.'

સુશીલાનો શ્વાસ ભરાઈ આવ્યો. તેણે પૂછ્યું: 'પરસને બીજું કંઈ કહ્યું ખરું, ગેનીની મા ?'

ગેનીની માએ કહ્યું: 'બીજું કંઈ કેટલુંયે કહ્યું, મા! રહો, જરા યાદ કરી લઉં. દશ ચોકુ ઉંમર થઈ ગઈ ખરીને, મા બળ્યું, કશું યાદ જ રહેતું નથી. હા—હા—બીજું કહે કે બહુ મોટી આ...વડી છે. રૂપાળી યે એવી છે, ને ભણેલી ગણેલી યે એવી છે.'

આ સાંભળી સુશીલાના માથામાં ઝમઝમ થવા લાગ્યું. તેની આંખોમાંથી આંસુ પડવાં જ માત્ર બાકી રહ્યાં. તે મનમાં મનમાં વિચાર કરવા લાગી: 'આટલા દિવસ હું રોજ રોજ રડી કૂટીને એમને કહ્યા કરતી હતી, છેવટે એમણે એ કર્યું ખરું.—પણ આવી રીતે, મારાથી છુપાવીને કરવાની શી જરૂર હતી ? કલકત્તા જતી વખતે મને બધું મન ખોલીને કહેતા ગયા હોત તો શું ખોટું હતું ! આવી રીતે મારું અપમાન શા સારું કર્યું.?'

જમ્યા પછી, સુશીલા ઘોષના ગૃહિણીને મળવા ગઈ. શ્રીયુત સુરેન્દ્રનાથ ઘોષ આજ ગામના એક નાના જમીનદાર હતા. પુલીન એમને દાદા કહીને બોલાવતો.

મોટા દરવાજામાંથી નીકળીને, બાગની ધારે ધારે ઘોષને ઘેર જવાય છે. સુશીલા ત્યાં ગઈ. અંતઃપુરમાં પ્રવેશ કરીને જોયું તો ઘોષનાં ગૃહિણી જમી પરવારીને પાન ખાતાં બેઠાં હતાં અને પોતાના પાળેલા પોપટને પઢાવતા હતાં.

સુશીલાને જોઈ ઘોષનાં ગૃહિણી હાંફળાં ફાંફળાં તેમનો સત્કાર કરવા ઊભાં થઈ ગયાં, અને ખૂબ માનપૂર્વક તેમને અંદર લઈ જઈ બેસાડયાં.

થોડી વાર સાધારણ વાતોચીતો થયા પછી ત્યાં ત્રીજું કોઈ નથી એની ખાતરી કરી સુશીલાએ પૂછયું: 'મારા જેઠજી હમણાં કલકત્તાથી આવ્યા એમ સાંભળ્યું છે. મારા ઘર વાળા આજ આઠ દિવસ થયાં કલકત્તા ગયા છે, પણ હજી આવ્યા નહિ, હું તો ચિંતા કરી કરી મરી જાઉં છું, બહેન !'

ઘોષનાં ગૃહિણીએ કહ્યું: 'ના રે, ચિંતા કરીને શું કામ છે! દિયરજી મજામાં છે, એમને મળ્યા પણ હતા!'

'મળ્યા હતા? મજામાં છે, એ સાંભળીને મને નિરાંત થઈ. એમને કયારે મળ્યા હતા, બહેન, જેઠજીએ કંઈ બીજું કહ્યું ખરું?'

'હા, પરમ દિવસે મળ્યા હતા એવું કંઈ કહેતા હતા. કયાંક નિમંત્રણ હતું, ત્યાં બંને ભેગા થઈ ગયા હતા.'

'નિમંત્રણ હતું? શાનું નિમંત્રણ હતું?'

ઘોષનાં ગૃહિણી બીજી તરફ મોં ફેરવી બોલ્યા: 'કોણ જાણે લગન બગનનું કાંઈ હતું!'

'ક્યારે આવશે એ કાંઇ કહ્યું છે?'

'હા—કહે કે એમને આવતાં હજી અઠવાડિયું થઈ જશે.'

સુશીલાએ મનમાં મનમાં હિસાબ ગણ્યો—'પરમ દિવસે લગ્ન થયાં- કાલે થઇ કાળરાત્રી – આજે ફૂલશય્યા– સસરાજીને ઘેર અષ્ટ મંગલા કરીને ઘેર આવતાં હજી અઠવાડિયું તો થાય જ!'

ઘોષનાં ગૃહિણીએ કહ્યું: 'કેમ, તમારા પર શું કંઇ જ કાગળ પત્તર નથી?'

'ના બહેન, ગયા ત્યાર પછી એક ચિટ્ઠી ચબરખી યે આવી નથી.' બોલતાં બોલતાં સુશીલા મન કબજે રાખી શકી નહિ. તેની આંખો-માંથી દડદડ આંસુ પડવા લાગ્યાં.

ઘોષનાં ગૃહિણીએ કહ્યું: 'આ શું–આ શું બહેન? રડો છો શું કરવા? આમ ખરે બપોરે પતિની વાત કરતાં કરતાં રડાય ખરું? એથી તો એમનું અમંગલ થાય.'

આમ કહી તેણે સ્નેહભર્યા હાથે સુશીલાની આંખો લૂછી નાખી.

સુશીલાએ પોતે પણ પોતાના પાલવ વડે આંખો લૂછતાં લૂછતાં ઊંચું જોઇ પૂછ્યું, 'હં, બહેન, એક વાત તમને પૂછવી છે–તમે સાચું કહેશો? જો જૂઠું બોલો તો મારા સમ છે. તમને મા કાલીના સમ, મા મનસાના સમ, બાબા તારકનાથના સમ, બાબા વિશ્વનાથના સમ–તેમણે ફરી લગન કર્યાં છે, એ વાત ખરી છે!'

આવા બધા ભયંકર સમ સાંભળીને ઘોષનાં ગૃહિણીનું મોં એકદમ ગંભીર બની ગયું. તેમણે નીચું માથું ઘાલી કહ્યું, 'એટલામાં તમને કોણે કહ્યું.?'

'ભલે તેણે કહ્યું, પણ વાત સાચી છે?'

'તમારા જેઠ એવું કહેતા હતા, બહેન!' કોઇનેયે એ કહેવાની એમણે મને ના કહી છે, મેં કોઇને કહ્યું યે નથી. તો પછી તમને ખબર કેવી રીતે પડી? તમને કોણે કહ્યુ. 'તે તમે જાણો, ને ભગવાન જાણે. બીજું કોઇ જોઇ આવ્યું લાગે છે. આવી વાત કંઇ ઢાંકી રહે? કહ્યું નથી કે પાપ છાપરે ચડીને બોલે.'

'તે બોલ્યું જ છે તો બહેન! મને ખબર તો પડી ગઈ છે, તો પછી હવે મારાથી છુપાવીને શો ફાયદો છે? તમે જે સાંભળ્યું હોય તે કહી નાખોને.'

ઘોષનાં ગૃહિણીએ કહેલી બધી વાતનો સાર આ પ્રમાણે છે—

'પુલીન બાબુની પરણવાની મુદ્દલે ઇચ્છા જ નહોતી; પરંતુ સંજોગવશાત એમને પરણવું પડ્યું છે. પોતે તો બીજાના લગ્નમાં ભાગ લેવા ગયા હતા, ઘોષ મહાશય પણ એમની સાથે હતા. કન્યાનો બાપ બહુ ધનવાન નથી, પણ એણે છોકરીને ખૂબ ભણાવી ગણાવી છે. છોકરી દેખાવે પણ રૂપાળી છે. ઉંમર જરા થઈ છે—પંદર સોળથી ઓછી તો નહિ જ હોય. ઘડિયાળ વીંટી વગેરેનું વધારે ખરચ થઇ ગયું છે કહી વરના બાપે બીજા બસો રૂપિયા માગ્યા. આ બાબતમાં વરપક્ષને અને કન્યાપક્ષને બોલચાલ થઇ, તેમાંથી વાત ગાળાગાળી પર ઊતરી પડી; વરપક્ષવાળા વરને લઇને ચાલતા થયા.

હવે લગ્ન ન થાય તો છોકરીનું નામ લાજે, એટલે મંડપમાં બેઠેલા બધાના આગ્રહને વશ થઇ, પોતાની બિલકુલ ઇચ્છા નહિ છતાં પુલીન બાબુએ તે છોકરીની સાથે કર્યાં.'

આ પ્રમાણે વાત કરી, છેવટે ઘોષનાં ગૃહિણીએ કહ્યું: 'પણ બહેન, તું કશું મનમાં આણતી નહિ; જન્મ, મૃત્યુ ને લગન—એ બધું થનાર હોય તેમ થાય છે, એમાં માણસનું કાંઈ ચાલતું નથી. તને તો ભગવાને કંઇ છોકરાં આપ્યાં નહિ. એટલે હવે જો આમે તારા સસરાનો વંશ વેલો રહેતો હોય તો તારે દુઃખી થવાનું કંઇ કારણ નથી.'

સુશીલાએ કહ્યું: 'ના, ના, એનું હું દુઃખ કરતી નથી, શું કરવા કરું ? હું પોતે થઇને તો એમને ક્યારની કહ્યા કરું છું કે તમે ફરી લગ્ન કરો, લગ્ન કરો-પણ મારું માનતા નહોતા. હવે નસીબ જોગે થઇ ગયું.'

ઘેર આવ્યા પછી સુશીલા મનમાં મનમાં વિચાર કરવા લાગી કે બિલકુલ ઇચ્છા નહોતી તોયે -એ શું સાચું હશે ? આવડા મોટા કલકત્તા શહેરમાં એમના સિવાય બીજો કોઇ વર થનારો હાથમાં આવ્યો નહિ ?

: ૪ :

ઘર છોડયાને બરાબર તેર દિવસ પછી, પુલીન પાછો આવ્યો. તેણે શરીર પર નવો જ રેશમી ઝભ્ભો પહેર્યો હતો, સુંદર જરીની કિનારવાળું ધોતિયું પહેર્યું હતું. ખભા ઉપર જરીયાન ખેસ નાખ્યો હતો. પગમાં નવા જ પંપ શૂ હતા. અને કાંડા પર નવું સોનાનું ઘડિયાળ હતું. વળી હાથમાં એક નવી જ ચામડાની બેગ પણ હતી.

સુશીલા પોતાના પતિનો આવો મોજશોખ ભર્યો ઠાઠમાઠ જોઈ નવાઇ પામી ગઈ. આવું તેણે પહેલાં કદી જોયું નહોતું. તેણે અનુમાન કર્યું કે આ બધું એમને નવા સસરાજી તરફથી મળ્યું હશે. અથવા લગ્ન નિમિ-તે એ બધું ખરીદાયું હશે.

હાથમાંની બેગ ભોંય પર મૂકી પુલીને પૂછ્યું: ‘કેમ છો ?,’

સુશીલાએ શુષ્ક સ્વરે જવાબ દીધો: 'મજામાં છું. આટલું મોડું કેમ થયું ?'

'કામની બહુ ધમાલમાં હતો,' આમ કહી પુલીને કપડાં બદલવા માંડ્યાં.

સુશીલા ભારે ગળે બોલી: 'તે મોડું થયું તો ભલે થયું, પણ એકાદ ચિઠ્ઠી ચબરખી લખી સમાચાર તો લખવા હતા. હું તો અહીં ચિંતા કરી કરી મરી ગઇ,!'

પગમાં પાવડીઓ પહેરી, ખાટલાની પાંગતે બેસી પંખાથી પવન ખાતાં ખાતાં પુલીને કહ્યું:'ઓહ—તું ચિંતા કરી મરતી હતી'—હા, એનો તો મને ખ્યાલ જ ન રહ્યો.'

સુશીલા મનમાં મનમાં બોલી: 'નવા આનંદમાં મસ્ત બની ગયા હતા—જૂનાની વાત પછી શાની યાદ આવે?'

પછી તેણે મોટેથી કહ્યું: 'ગયા તો દોસ્તદારના છોકરાના લગનમાં, પછી એવી કેવી કામની ધમાલમાં પડી ગયા કે મને ભૂલી ગયા?'

પુલીન આમ તેમ કરી વાત ઉડાવતો હોય એમ બોલ્યો: 'ધમાલ તે કેવી? મને કોઈએ કહ્યું; કે હિમાલયના જંગલમાં કોઇ એક મોટો સાધુ રહે છે. ત્રણુસો વરસની એની ઉંમર થઈ છે. એ એવું કવચ આપે છે કે છોકરાં થયા વગર રહે જ નહિ. ઉંહ—એ ભયંકર જંગલમાં જતાં ત્રણ દિવસ થાય છે. ને આવતાં ત્રણ દિવસ થાય છે. એટલે તને કાગળ લખી શકાયો નહિ ત્યાં તો પોસ્ટ-કાર્ડ પણ મળતું નથી?'

સુશીલાનું મન ઘૃણાથી ભરાઇ ગયું. એક તો એની સાથે છેતરપીંડી થઇ હતી, અને હવે ઉપરથી આ જુઠાણું ચલાવાતું હતું ! છિ છિ !

તે મોં મરડી બોલી: 'હિમાલયના જંગલમાં, મને લાગે છે કે સરસ સરસ રેશમી કપડાં, પંપશૂ, ઘડિયાળ વગેરે બહુ સસ્તાં મળે છે ! ત્યાંથી આ બધું ખરીદી લાવ્યા લાગો છો !'

પુલીને કહ્યું: 'ના, આ તો બધું કલકત્તામાંથી લીધેલું છે. તારે વાસ્તે પણ કંઇક લેતા આવવાનો વિચાર હતો, પણ એટલામાં પૈસા પૂરા થઈ ગયા !'

સુશીલા મનમાં બોલી: 'હવે થઈ જ રહેશે તો !'

પછી તે મોટેથી બોલી: 'તો શું ખોટું થયું ? બપોર પડયા, હવે નહાઈ ધોઈ પરવારો.'

'હાં—નહાઇધોઇ બે કાળિયા ખાઈ કરીને સૂઇ જાઉં. ગાડીમાં રાતે ઊંઘ આવી નથી.'

સુશીલા મનમાં મનમાં બોલી: 'માત્ર કાલે રાતે નહિ, ઘણી રાતે, સોળ વરસની સુન્દરી અપછરા હાથ લાગી છે–રાતોની રાતો એણે શું તમને ઊંઘવા દીધા છે ? હું કેમ માનું ?'

પુલીને ઝટ઼ી સ્નાન ભોજન કર્યાં.

પછી તે પથારીમાં આડો પડયો, અને ઘડીકમાં જ ઊંઘમાં ડૂબી ગયો.

સુશીલા તે દિવસે જમવા બેઠી ખરી, પરંતુ તેનાથી ખવાયું નહિ.

ઘરની બીજી સ્ત્રીઓએ એ વિષે તેને પૂછ્યું ત્યારે તે બોલી: 'મારું શરીર સારું નથી. તાવ આવે એવું લાગે છે!'

જમ્યા પછી સુશીલા પોતાના શયનગૃહમાં ગઈ નહિ. બાજુની ઓરડીમાં જઈ ભોંય પર સાદડી પાથરી સૂઇ ગઈ. પરંતુ તેને ઊંઘ આવી નહિ. તેના હૃદયમાં હાહાકાર મચી ગયો હતો. એનું આખુ શરીર ભડભડ બળતું હતું.

કલાકેક આમ શય્યા કંટકની વેદનાથી તરફડયા પછી તે ઊઠી. ઘરમાં સૌ ઊંઘતાં હતાં. સુશીલા પોતાના શયનગૃહમાં જઇને ઊભી.

પલંગ ઉપર પતિદેવ સૂતેલા હતા. તેમના મુખ ઉપર રહી રહીને હાસ્યની રેખા ફૂટતી હોય એવું લાગતું હતું—કદાચ કંઇ મધુર સ્વપ્ન જોઇ રહ્યા હશે.

સુશીલાએ મનમાં ગાંઠ વાળી કે પેલી સોળ વરસની સુંદરી પરીને સ્વપ્નમાં નિહાળી રહ્યા છે. તેને થયું કે પતિના હસું હસું થતાં મોં પર એક ગુંબો મારી એના મોંના દાંત અને સાથે સાથે એ સુખના સ્વપ્નને ભાંગીને ચૂરો કરી નાખું.!

પથારીની પાસે જ મેજ ઉપર, પેલી ચામડાની નવી બેગ મૂકેલી હતી. તે લઇને સુશીલા બાજુના ખંડમાં ગઇ. તેણે પેટી ઉઘાડી. અને તેમાં રહેલા લાલ લીલા પીળા કાગળો ઉઘાડીને જોયું તો તે બધા લગ્નની સ્નેહભેટ અને સ્નેહાશિષના હતા. ઉપર છાપેલું હતું:

‘શ્રીમાન ઇન્દુભૂષણ ચટ્ટોપાધ્યાયની સાથે શ્રીમતી વિભાવરી દેવીનાં શુભ લગ્ન’—પરંતુ ઇન્દુભૂષણ શબ્દ લાલ શાહી વડે છેકી નાખી તેની ઉપર હાથ વડે લખેલું હતું ‘પુલીન બિહારી.’

બધી ચીજો ફરી બેગમાં હતી તેમ ગોઠવી દઇ, સુશીલા ચોરની પેઠે દબતી છુપતી જઇને બેગ હતી ત્યાં મૂકી આવી. પછી ઓરડાનું બારણું બંધ કરી, ખુલ્લી ભોંય પર ઊંધે માથે પડીને તે ધ્રૂસકે ધ્રૂસકે રોવા લાગી.

: ૫ :

રાતે વાળુ પછી પુલીન પલંગ પર બેસીને હુક્કો ગગડાવતો હતો. એવામાં સુશીલા આવીને પલંગના બીજે છેડે બેસીને બોલી.

'તમે આવા દગલબાજ ક્યારના થયા?'

પુલીને કહ્યું: 'કેમ, એવી શી દગલબાજી કરી મેં?'

'કલકત્તા જઈને તમે લગ્ન કર્યાં છે કે નહિ, બોલો!'

પુલીને કહ્યું: 'લગન? લગન શું? મેં વળી ક્યારે લગન કર્યાં? સ્વપ્નું તો નથી આવ્યું ને?'

સુશીલાએ કહ્યું: 'એવું જ લાગે છે. તે શું વિલાયતી બહુ ગમી ગઈ શું?'

પુલીનની આંખો કપાળે ચડી ગઈ.

તેણે પૂછ્યું: 'વિભાવરી વળી કોણ ?'

'હવે રહેવા દો ચાલાકી! તમારા મનથી એમ કે છાનું છપનું બધું ચાલી જશે. કોઇને કશી ખબરે નહિ પડે! પરંતુ પાપ તો છાપરે ચડીને પોકારશે! મને બધી યે ખબર છે—બધું યે મારા કાને આવ્યું છે.'

આમ કહી સુશીલાએ ગેનીની મા અને ઘોષનાં ગૃહિણીની પાસેથી જે સાંભળ્યું હતું તે બધું કહી સંભળાવ્યું.

સાંભળી પુલીન માથું નીચું ઢાળી અપરાધીની પેઠે બેસી રહ્યો.

છેવટે એક દીર્ઘ નિશ્વાસ નાખી તે બોલ્યો: 'આથી જ કહેવતમાં કહ્યું છે કે જેના વાસ્તે ચોરી કરીએ તેજ આપણને ચોર કહે! તારા કહેવાથી તો મેં આ કામ કર્યું, અને હવે તું જ મારો દોષ કાઢે છે!'

સુશીલા છણકો કરી ઊઠી; 'મારા જ કહેવાથી જો આ કર્યું હોય તો પછી મારાથી આટલું છુપાવવાનું શું કારણ ?'

'એ પણ તારા જ ભલા માટે હું કરતો હતો, સુશીલા! મારા મનથી એમ કે હમણાં તને કશું કહેવું નહિ—એ વહુ ત્યાં જ ભલે રહી. પછી એકાદ છોકરો થયા કેડે બધી વાત તને કહેવી. હજાર વાત કહો તોયે છેવટે તો તું સ્ત્રી જ છે—શોક્ય આવી છે, એ સાંભળીને હવે તું દુઃખી થાય—એમ સમજીને મેં વાત છુપાવી હતી, બીજું શું ?'

આમ કહી પુલીન બીજી બાજુ મોં ફેરવી હુક્કો ગગડાવવા લાગ્યો.

થોડીવાર પછી, તેણે પત્નીની સામે નજર કરી, તો તે હજી પણ લાકડાની પૂતળીની પેઠે એક ભાવે બેસી રહી હતી.

પુલીને કહ્યું: 'રાત વધતી જાય છે, સૂઈ જા, આમ બેસી શું રહી છે?'

સુશીલાએ કહ્યું: 'તમે સૂઇ જાઓ, મારી તમે ચિંતા ન કરશો.'

પુલીને કહ્યું: 'હું તો દિવસે ખૂબ ઊંઘ્યો છું—એટલે હમણાં મને ઊંઘ નથી આવતી. હુક્કો પી પછી એકાદ કાગળ લખવાનો છે તે લખી કરી, સૂઇ જઇશ.'

સુશીલા બોલી: 'ઓહ! કાગળ લખવાનો છે? તે હું અહીં હોઉં તો લખવામાં બહુ અગવડ પડે કાં? દિલ ખોલીને દિલની વાત કહેવાય નહિ, ખરું ને? તો કંઇ નહિ, હું બીજા ઓરડામાં જતી રહું છું. તમે નિરાંતે બેઠા બેઠા તમારો પ્રેમપત્ર લખો.'

આમ કહી સુશીલા પલંગ પરથી નીચે ઊતરી, ધબધબ કરતી, ઓરડામાંથી બહાર નીકળી ગઇ, બાજુના ઓરડામાં પુરાઈ એણે બારણું જોરથી બંધ કરી ,આગળો લગાવી દીધો.

## : ૬ :

પતિપત્ની વચ્ચે હવે લાંબી વાતોચીતો થતી નથી. મોં જોવાનું યે બંધ થઇ ગયું છે એમ કહીએ તો ચાલે.

આવી રીતે ઐક્ય અદૃશ્ય થયું.

સુશીલાનો શયનખંડ ત્રીજે માળે હતો, બીજાં બધાં બીજે માળે અથવા નીચેના ઓરડાઓમાં સૂતાં: એટલે આ પતિપત્ની વચ્ચે આવો ભયાનક ખટરાગ જામી પડ્યો છે એની કોઇને યે ખબર પડી નહોતી.

દરરોજ બપોરે જમ્યા પછી, પુલીન બે અઢી કલાક ઊંઘ કાઢતો. સુશીલા પણ એ વખત દરમિયાન કંઇ લેવા મૂકવાના બહાને એના ઓરડામાં આવતી અને કામ પતાવીને ચાલી જતી.

આજે બપોરે આવી રીતે તે પતિના શયનખંડમાં આવી હતી.

ઉંમરામાં પગ મૂકતાં જ જોયું તો પતિદેવ ઊંઘતા હતા. પરંતુ તેમની છાતી પર કોઇ ચીજ પડેલી હતી.

પાસે જઇને જોતાં માલમ પડયું હતું કે એ એક જાડું પૂંઠું, હતું. અને તેની ઉપર અંગ્રેજીમાં કંઇક છાપેલું હતું.

સુશીલાએ ખૂબ સાવચેતી પૂર્વક પતિની છાતી પરથી એ પૂંઠું ઉપાડી લઇ, ફેરવીને જોયું તો એ પેલી 'સોલા બરસકી' સુન્દરીનો ફોટોગ્રાફ હતો.

વળી સાવચેતીપૂર્વક ફોટો પતિની છાતી પર મૂકી દઈ સુશીલા એકદમ ઓરડામાંથી બહાર નીકળી ગઇ.

સાંજે પુલીન ઊંઘમાંથી જાગ્યો. હાથમોં ધોઈ, પથારીમાં બેઠો બેઠો તે હુકો પીતો હતો. એટલામાં સુશીલાએ તે ઓરડામાં પ્રવેશ કરી પતિની પથારી પાસે ઊભા રહી તીણા અવાજે કહ્યું: 'હું મારા બાપને ઘેર જાઉં છું.'

પુલીને જોયું તો સુશીલાના આંખમાં સૂઝી ગયાં હતાં–તે ખૂબ રડી હશે એમ લાગ્યું.

તેણે કહ્યું : 'ઓચિંતાનું કેમ આવું નક્કી કર્યું ?'

'મારે હવે અહીં નથી રહેવું.'

'કેમ ? વળી શું થયું ?'

'હું કોઇના સુખમાં કાંટો થવા માગતી નથી.'

'કેમ તું વળી કોના સુખમાં કાંટો થઇ. ?'

'તમારા ! બીજા કોના ? હું અહીં છું. એટલે તો તમારાથી તમારી વિભાવરીને અહીં આણી શકાતી નથી.'

'મારી વિભાવરી વળી કોણ ?—ઓહ સમજ્યો !—તે હું એને અહીં તેડી લાવવા તલપાપડ બની ગયો છું, એવું તને કોણે કહ્યું ?'

દૂધની તરસ કંઇ છાશથી છીપે ? ફોટોગ્રાફ છાતીએ લઇને સૂઈ જવા કરતાં એને જ અહીં લઇ આવોને.—લાવોને. લહેરથી, રાજવૈભવ માણો. હું તમારા સુખમાં વઘન બની બેઠી છું. તે જતી રહું.'

બોલતાં બોલતાં સુશીલા ધ્રૂસકે ધ્રૂસકે રડી પડી.

'આ શું સુશી—રડે છે શું ? છિ છિ.'

આમ કહી પુલીને ધબ દઇને સુશીલાનો હાથ પકડ્યો.

સુશીલા જોરથી પોતાનો હાથ છેડાવી લઇ, પાછળ હઠી ત્રાડ પાડી બોલીઃ 'મને અડકશો નહિ, કહું છું, ખબરદાર !'

'કેમ, એમાં શો વાંધો છે ?'

જે પતિએ બીજી સ્રીને હાથ અ[illegible] તેને હું સ્પર્શ કરવા ઇચ્છતી નથી ! એને અડકતાં મન [illegible] ચડે છે.'

પુલીને કહ્યું: 'ઓહ ! આ[illegible] અડકવામાં પણ વાંધો છે, [illegible] પછી પહેલાં તું મને [illegible] કરતી [illegible]નું શું ?

અને હવે મેં લગન કર્યાં એટલે મારો મોટો ગુનો થઇ ગયો?'

સુશીલાએ કહ્યું: 'લગન કરવાનું કહ્યું હતું, પણ એનો ફોટોગરાફ છાતીએ વળગાડી સૂઇ જવાનું મેં નહોતું કહ્યું! એ બધી વાતો હવે જવા દો—જેના નસીબમાં જે હતું તે થઈ ગયું. હવે હું અહીં એક પળ પણ રહેવા ઇચ્છતી નથી. હું મારા બાપને ઘેર જઇને રહીશ. તમારાથી જો મને મૂકવા ન અવાય તો કહી દો, હું બીજો રસ્તો કરીશ.'

પુલીન થોડી વાર ગંભીર બનીને બેસી રહ્યો. કંઈ વિચાર કરી છેવટે તેણે કહ્યું: 'ઠીક તો, હું મૂકવા આવીશ. બોલ ક્યારે જવું છે?'

'કાલે જ.'

'ભલે. એમ. કાલેજ તને લઇ જઇશ. તારે બીવાનું કંઇ કારણ નથી. ગાડીમાં બે ય જણાં જરા છેટાં છેટાં બેસીશું, તને સ્પર્શદોષ નહિ થવા દઉં.'

## : ૭ :

બીજે દિવસે પુલીન સુશીલાને લઈને ઉપડયો. સુશીલાના બાપને ગામ જવા માટે હાવડા સ્ટેશને ઊતરી, શિયાલદહ જઈને ફરી બીજી ગાડીમાં બેસવું પડે છે. અગાઉ જ્યારે જ્યારે પુલીન સુશીલાને મૂકવા ગયો છે, અથવા તેડી લાવવા ગયો છે. ત્યારે દરેક વખતે રસ્તામાં એકાદ બે દિવસ કલકત્તામાં રોકાયો છે અને સુશીલાને નાટક સિનેમા કે સર્કસ દેખાડયા વગર રહ્યો નથી.

દશેક વાગે હાવડા સ્ટેશને ઊતરીને, અગાઉના રિવાજ મુજબ, પુલીન સુશીલાને લઈને, આર્યઆશ્રમ નામે એક બંગાળી હોટલમાં ઊતર્યો. પર્દેનશીન ઓરતોને માટે પણ ત્યાં સરસ વ્યવસ્થા હતી,

ભોજન વગેરે પતાવ્યા, પછી, બંને જણ ઘડીક આરામ લેવા જુદી જુદી પથારીમાં સૂઈ ગયાં.

પુલીને કહ્યું: 'સુશી, છેવટે શું તારા મનમાં આ હતું ?

સુશીલા ચોંકાઈને બોલી: 'શું હતું ?'

'તું આવી રીતે મને છોડીને જતી રહીશ એવું જાણતો હોત તો હું ફરી પરણત ખરો ? એવું લગ્ન કરવાથી ફાયદો શો ?'

'..ગ્ન કરીને તમે સુખી થયા એ ફાયદો !'

પુલીન આગળ કંઈ પણ બોલ્યા વગર પડખું ફરી સૂઈ ગયો.

ઊંઘમાંથી જાગ્યા પછી બંને પોતપોતાની પથારીમાં ઊઠીને બેઠાં થયાં.

સુશીલાએ પૂછ્યું: 'આપણી ગાડી કેટલા વાગે આવે છે.'

'રાતે નવ વાગે.'

'તો તમારે ત્યાં નથી જવું ?'

'ક્યાં ?'

'તમારી વિભાવરીને મળવા.'

પુલીન રાજી થઈને બોલ્યો: 'તું સાથે આવે તો જાઉં. ચાલને, એને જરા જો તો ખરી. તને દિદિ કહેતાં તો એનું મોં ભરાઈ જાય છે. કલકત્તાથી પેલે દિવસે હું ઘેર આવવા નીકળ્યો, ત્યારે બાપરે તે કેટલું રોઈ છે ! કહે કે મને અહીં જ મૂકીને જશો તો હું દિદિને કેવી રીતે મળી શકીશ ? એમની સેવા કરવાનો યે કદી મને લાભ નહિ મળે ! એની વાતચીત પરથી મને લાગ્યું કે એને તારા પર ખૂબ જ પ્રેમ છે. ચાલને, એ તને જોઈને બહુ રાજી થશે.'

સુશીલાએ કહ્યું: 'ગળે ફાંસો ખાવા એક ટુકડો દોરી મને મળતી નથી, કે ડૂબી મરવા મને ઘડો મળતો નથી.—કે હું એને મળવા જાઉં ?'

પુલીન ખિન્ન બની બોલ્યો: 'તો રહ્યું.'

થોડીવાર સુધી બંને ચૂપ રહ્યા.

છેવટે સુશીલાએ કહ્યું: 'તમે જાઓને, જઈને ભેગા થઈ આવો, હજી તો ફક્ત ચાર વાગ્યા છે.—આપણી ગાડીને આવવાની પાંચ કલાકની વાર છે.'

પુલીને કહ્યું: 'હમણાં નહિ, તને મૂકીને પાછા આવતાં મળાશે.

આમ કહી તે હુક્કો ભરવા બેઠો. પહેલાં નોકર ન હોય તો સુશીલા પોતે તેને હુક્કો ભરી આપતી, પણ હવે તે નથી ભરતી.

હુક્કો ભરી, થોડીવાર ધૂમ્રપાન કર્યા પછી પુલીને કહ્યું: 'સુશીલા! આજથી આપણે હમેશને માટે છૂટાં પડીએ છીએ શું ?'

સુશીલા કઠોર સ્વરે બોલી: 'એવું જ તો!'

'તો મારી એ છેલ્લી અરજ સ્વીકારીશ. ?'

'શું ?'

'ચાલ, તારો ને મારો ભેગો ફોટો પડાવીએ. પહેલાં જ્યારે જ્યારે કલકતા આવ્યાં ત્યારે દરેક વખતે તેં જ એ વાત કાઢી છે, પણ કદી બન્યું નથી. એકાદ ફોટો હોય તો એટલું સ્મરણ તો રહેશે!'

સુશીલા કંઇ બોલી નહિ.

તેના મૌનને સંમતિ માની લઈ પુલીને કહ્યું, 'તો તારી બનારસી સાડી કાઢીને પહેરી લે—અને થોડાક દાગીના પણ પહેરી લે.'

જોરથી માથું હલાવી સુશીલા બોલી: 'હું એવું કશું જ પહેરવાની નથી.'

પુલીને દીર્ઘ નિશ્વાસ નાખી કહ્યું: 'તારા ઉપર હવે મારું કશું જોર રહ્યું નથી. ઠીક, તો ગાડી મંગાવું ?'

ગાડી કરી સુશીલાને લઇ પુલીન હાથીબાગમાં એક ફોટોગ્રાફરની દુકાનમાં જઇ ઊભો.

ફોટોગ્રાફર માનપૂર્વક બંનેને એક ખંડમાં લઇ ગયો, ને ત્યાં બેસાડયાં. તેનો મદદનીશ બાજુના સ્ટુડિયોમાં કૅમેરા ગોઠવવા લાગ્યો. ઘડીકમાં બંનેનો ફોટોગ્રાફ લેવાઇ ગયો.

વિરામ ખંડમાં પાછાં આવી બંને બેઠાં. ફોટોગ્રાફરે કહ્યું: 'લેમોનેડ, બરફ, ચા—કંઇ મંગાવું ?'

પુલીને કહ્યું: 'ના, આ જુઓ, પેલે દિવસે આપની દુકાનમાંથી હું એક ફોટો વેચાતો લઇ ગયો હતો તેનો તો ભારે ઝગડો જામી પડયો છે, મશાય ?'

આમ કહી પુલીને ગજવામાંથી એક ફો[illegible] કાઢી મેજ પર મૂકયો.

સુશીલાએ ઘૂમટામાંથી તીક્ષ્ણ આંખે જોયું—એ જ પેલી વિભા-વરીનો ફોટો.

ફોટોગ્રાફરે કહ્યું, 'કેમ, એમાં ઝગડો શાનો ?'

પુલીને કહ્યું: 'આપ તો કહેતા હતા કે એ ફોટો સ્ટાર થિયેટરની નટી હેનાબાલાનો છે.'

'હેનાનો જ છે. કેમ શું થયું ?'

'મારા એક મિત્ર કહે છે કે એ મિનર્વાની સુધામુખીનો ફોટો છે.'

ફોટોગ્રાફરે કહ્યું, 'નહિ, નહિ–સુધાનો આવો ચહેરો ?'

આ હેનાનો જ ફોટો છે.–જે હેના અત્યારે સ્ટારમાં વિપક્ષ નાટકની અંદર કુન્દન નંદિનીનો પાઠ ભજવે છે તે જ. નગેન્દ્રની સાથે કુન્દન નંદિની પરણે છે, તે વખતનો આ ફોટો છે.'

પુલીને કહ્યું, 'સ્ટારમાં વિપક્ષ ચાલે છે હજી ? જોઇએ તો ખાતરી થાય—ક્યારે ખેલ શરૂ થાય છે. ?'

'આજે રવિવાર છે.–પાંચ વાગે શરૂ થશે.'

નીચે ગાડી ઊભી હતી. બેસનારાંને લઇને તે બે જ મિનિટમાં સ્ટાર થિયેટર આગળ આવી ઊભી.

પુલીને નીચે ઊતરી સુશીલાને ટિકિટ ખરીદી આપી એના હાથમાં પેલો ફોટો આપીને કહ્યું: 'ચહેરો મેળવી જોજે–કુંદન નંદિનીનો પાઠ લેનારીને એ મળતો આવે છે કે નહિ !'

આમ કહી સુશીલાને દાસીની સાથે વળાવી તે છટકી ગયો.

રાતના સાડા દશ વાગે નાટક પૂરું થયું. ગાડીમાં પતિપત્ની વચ્ચે કંઈ ઝાઝી વાતચીત થઈ નહિ.

મુકામે પહોંચી બંનેએ કપડાં બદલ્યાં. પછી પુલીન હુક્કો ભરવા બેઠો.

સુશીલાએ કહ્યું: 'ઓ...રે! પેલો ફોટો તો કુંદનંદિનીનો પાઠ લેનારીનો જ હતો. તો તમે તે શું કરવા ખરીદ્યો હતો?'

પુલીન ગંભીર ભાવે બોલ્યો: 'તને કબજામાં લેવા માટે.'

'કવી રીતે?'

'કવી રીતે ને આવી રીતે-તું એમ માની લે કે મેં ફરી લગન કર્યાં છે, ને આ મારી નવી વહુ છે.'

'તો શું તમે લગન નથી કર્યાં?'

'મારી બલા ફરી લગન કરે છે.—હું શું કરવા ફરી લગન કરું? મારો દુશ્મન કરેને!'

'તો પછી શું કરવા તમારે મોઢે જ કહેતા હતા કે મેં ફરી

'લગન કર્યાં છે.'

'તને બાળવા માટે.'

સુશીલા બોલી: 'ઓહ! કેવા ધોખાબાજ છો તમે! વારુ, એ તો!

પત્યું, પણ તમે એ હેના કે ફેનાનો ફોટો છાતીએ લગાડી ઘરમાં ખરે બપોરે ઊંઘતા હતા એ શું કરવા ?'

'ઊંઘતો નહોતો—પૂરેપૂરો જાગતો હતો. તું આવે છે એમ તારા પગલાં પરથી જાણી લઈ, હું એ છાતીએ લગાવી આંખો મીંચી ઊંઘવાનો ઢોંગ કરી પડી રહ્યો હતો.'

'મને બાળવા માટે જ કાં? કેવા ઢોંગી છો! વારુ, એ તો જાણે સમજી. પણ તમારી બેગમાં પેલાં લગ્ન ભેટનાં કાગળીઆમાં વિભાવરી નામ છાપેલું હતું એ કોણ ?'

'જે છોકરીના લગ્નમાં ભાગ લેવા હું કલકત્તા ગયો હતો. તે જ એ છોકરી.'

'કોની સાથે એના લગ્ન થયાં ?'

'નામ યાદ નથી.'

'જેની સાથે પરણવાની હતી તેની સાથે જ થયાં ?'

'હા તેની જ સાથે.'

'તો પછી ઘોષ બાબુ એમ કેમ કહેતા હતા કે એ લગ્ન અધવચ તૂટી પડયાં ને વરવાળા વરને લઈને જતા રહ્યા ?'

'એને એવું કહેવાનું મેં શીખવી રાખ્યું હતું. મેં કહ્યું હતું કે ઘેર જઈને મારાં ભાભીને એ પ્રમાણે કહેજો, અને બીજા પણ એક બે માણસો સાંભળે એવું કરજો.'

સુશીલા બોલી: 'આટલું બધું પાપ છે તમારા પેટમાં! ખરા ઠગ! વારૂ, તો લગ્નની કંકોતરીમાં વરનું છાપેલું નામ છેકી નાખી તમારૂં નામ શાહીથી લખવામાં આવ્યું હતું તેનું શું કારણ?'

પુલીને કહ્યું: 'હા–આ ગમ્મત કરવા સારૂ.'

'તો બધો પ્રપંચ છે, કહોને'

'એવું જ.'

સુશીલા બોલી: 'પૂરા પ્રપંચી!'

પુલીન હુક્કો ભરી આગ્ની ગગડાવવા માંડયો. તે બોલ્યો: 'એટલે હું પહેલા નંબરનો ધોખાબાજ! બીજા નંબરનો ઢોંગી! ત્રીજા નંબરનો ઠગ! ચોથા નંબરનો પ્રપંચી!–આગળ કંઈ કહેવું છે?

સુશીલા બોલી: 'તમારા જેવો નિષ્ઠુર આ ભૂ ભારતમાં કોઈ નહિ હોય. આ આઠ દશ દિવસ તમે મને કેટલું દુઃખ દીધું છે, ખબર છે? પુરૂષ આદમીને કેમ ખબર પડે કે પતિનો પ્રેમ ખોઈ બેસવાથી સ્ત્રીનું હૃદય વેદનાથી કેવું ફાટી જાય છે!'

આમ કહી સુશીલા આંખો પાલવમાં છુપાવી ડૂસકાં ખાઈને રડવા લાગી.

પુલીન હુક્કો બાજુએ મુકી સ્ત્રીની પાસે જઈ તેનો હાથ પકડી લઈ બોલ્યો: 'છિ છિ,–સુશી!–રડ મા, રડ મા, શાંત થા!'

આ વખતે સુશીલાએ હાથ પાછો ખેંચી લીધો નહિ, તેણે સ્પર્શ દોષ સહી લીધો.

થોડીવાર પછી હોટલનો રસોયો બે ભાણું મૂકી ગયો. સુશીલા એ લઇ પતિને જમાડવા બેઠી.

કુલીન જમવા બેઠો.

સુશીલાએ પૂછ્યું: 'વારૂ તો પછી તમે કલકત્તામાં તે વખતે એટલા બધા દિવસ કેમ રોકાઇ ગયા હતા ?'

'એ તો મેં ક્યારનુંય કહ્યું કે હું કવચ લેવા ગયો હતો, પણ હિમાલયના જંગલમાં નહિ. બંગાળના જ ગામડામાં.'

'એ સાચું છે ?'

'કેમ કવચ તો તેં તારી નજરે જોયું છે—તેં ન પહેર્યું પછી હું શું કરું ? ચાલો કાલે કાલીઘાટ જઇ, ગંગાસ્નાન કરી માના દર્શન કરી, બન્ને જણ કવચ ધારણ કરીએ.'

બંનેએ એ પ્રમાણે કર્યું આ વખતે તો સુશીલાનું પિયર જવાનુ બંધ રહ્યું.

અસંભવિત પણ સંભવિત બન્ને છે, વરસ પૂરું થતાં ના થતાંમાં કવચ ધારણ કરવાનું ફળ મળ્યું. આ દંપતિને પૂત્ર પ્રાપ્તિ થઈ.

# અંબાલિકા

: ૧ :

અંબરપતિ માનસિંહના અંતઃપુરમાં જુદી જુદી રાણીઓને રહેવા માટે જુદા જુદા મહેલો નિર્માણ કરેલા હતા. એવા એક મહેલના એક સુસજ્જિત ઓરડામાં, સાંજ સમે, ઝરૂખા આગળ બેસીને, રાણી અંબાલિકા અંતઃપુરના સિંહદ્વાર તરફ નજર માંડી જોઇ રહી હતી. એનું મુખ કંઇક ખિન્ન હતું, રહી રહીને તે કંઇક ઊંડા વિચારમાં પડી જતી હતી. તેના મનમાં કોઇ દુશ્ચિંતાએ પ્રવેશ કર્યો છે એવું સ્પષ્ટ દેખાતું હતું. ઓરડામાં સુગંધી તેલના દીવાઓનો ઉજ્જવળ પ્રકાશ પડતો હતો, અને એ પ્રકાશ રાણીનાં હાલતાં હીરા જડિત કર્ણકુંડળ પર પડવાથી, સેંકડોગણો વધીને ઓરડામાં પ્રતિબિંબિત થતો હતો.

અંબાલિકા રાણીની ઉમર ત્રીસથી ઉપર હશે—પરંતુ હજીયે તે ખૂબ સુન્દર હતી. ખરી વાત એ હતી કે એના અસાધારણ સૌન્દર્યનાં મોહમાં પડીને જ, પંદર વરસ પહેલાં, મહારાજા માનસિંહ એને પરણી લાવ્યા હતા. અંબાલિકાના પિતા વિજયસિંહ માનસિંહના હાથ નીચે માત્ર એક સાધારણ સામન્ત હતા; ધન, માન અને કુળમાં એ માનસિંહથી ખૂબ જ નીચા હતા, તો પણ માનસિંહે તે વાતની પરવા કરી નહોતી.

કાબુલનો બળવો શમાવી દઈ, લગભગ એક પખવાડિયું થયાં મહારાજા માનસિંહ ઘેર આવ્યા છે, પરંતુ હજીયે રાણી અંબાલિકાને તેમનાં દર્શન થયાં નથી. આજે રાતે મહારાજા આ મહેલમાં જ વિશ્રામ કરશે એવા સમાચાર આવ્યા છે. પરંતુ, પતિની ઉપેક્ષા કે પતિનો વિલંબ એ અંબાલિકાની ચિંતાનું ખરું કારણ નહોતું. વાત એમ હતી કે મહારાજા જ્યારે કાબુલમાં હતા, ત્યારે રાણીના પિયરથી સમાચાર આવ્યા કે તેના પિતા વિજયસિંહ મરણ પથારી પર છે, અને બચે તેવો સંભવ નથી. મરતા પહેલાં પોતાની પ્રિય પુત્રીનું મોં જોવા તેઓ તરફડે છે.

તે જમાનામાં એવો નિયમ હતો કે એકવાર અંતઃપુરમાં પેઠા પછી રાજાની રાણી પિયર જઈ શકે નહિ. ખાસ કારણ ઉપસ્થિત થાય તો મહારાજાની આજ્ઞા મેળવી, કોઈક વખત રાણી પિયર જઈ શકે. પરંતુ અત્યારે મહરાજા પરદેશમાં હતા, તેથી અંબાલિકા પટરાણીના પગમાં પડીને રડી. પટરાણીએ રજા આપી એટલે અંબાલિકા પિયર ગઈ. ત્યાં મહિનો માસ રહીને, સેવા કરીને પિતાને સાજા કરી, હમણાં જ થોડા દિવસ થયાં તે પાછી ફરી હતી. મહારાજાના કાબુલથી પાછા આવવાના સમાચાર સાંભળી તે એકદમ

દોડી આવી હતી. હવે તે ઊંડી ચિંતામાં પડી ગઇ હતી કે પોતાની પિયર જવાની વાત સાંભળીને મહારાજ શું કહેશે ?

એક સુસજ્જ દાસીએ આવીને પ્રવેશ કર્યો. અંબાલિકાની પાછળ ઊભા રહીને તેણે બૂમ પાડી: 'રાણીજી !'

રાણીએ ચમકીને, મોં ફેરવી, દાસીની સામે જોયું. દાસી, રાણીની ચિંતાનું કારણ જાણતી હતી. તે બોલી:

'મહારાજ શું એક પહોર રાત ગયા વગર પધારવાના છે ? અત્યારથી, આવી રીતે બેઠાં બેઠાં થાક ચડાવવાની શી જરૂર છે ?'

રાણી બોલી: 'એટલું બધું મોડું થશે ?'

'થાય જ ને ? જ્યારે આવ્યા છે ત્યારે દોઢેક પહોર રાત ગયા વગર ક્યારે આવ્યા છે ?'

'કેમ મીના, એક વખત એવો પણ હતો, જ્યારે તેઓ સાંજ પડતાં ન પડતાં અહીં આવીને ઊભા રહેતા.' બોલતાં બોલતાં રાણીના મોં પર વિષાદનું હાસ્ય ફરી વળ્યું.

દાસીનું નામ મૃણાલિની હતું—ટૂંકમાં મીના. આ દાસી, રાણી અંબાલિકાના પિયર વિજયગઢ ગામની જ એક ગરીબ વિધવા હતી. રાણીનાં લગ્ન પછી એ તેમની સાથે અહીં આવી હતી.

મીના બોલી: 'એ બધા દિવસોની વાતો હવે પડી મેલો રાણીજી!'

રાણી એક દીર્ઘ નિઃશ્વાસ નાખી બોલી: 'એ તો ક્યારનીયે પડી મેલી છે. તોયે એ દિવસોને યાદ કરવામાં યે કંઇ સુખ છે! પહેલાં મને પરણીને લાવ્યા, તે વખતની વાત યાદ છે, ગીના? તે વખતે, ચાર–પાંચ–૭ ૭ રાત સુધી, લાગલગાટ, મારી સેવા સ્વીકારતા. અને હવે? મહિનામાં એકવાર એમનાં દર્શન પણ દુર્લભ થઇ ગયાં છે.'

દાસી બોલી: 'તે વખતે તમે સૌથી નાનાં રાણી હતા, તે પછી આ પંદર વરસમાં મહારાજને બીજી કેટલી રાણીઓ થઇ ગઈ, કહો તો?'

રાણીએ કહ્યું, 'વરસની ત્રણ.'

'તો પછી શું કરવા કલેશ કરો છો, રાણીમા?'

રાણીએ નીચું જોઇ જવાબ દીધો: 'હું શું નથી સમજતી? બધુંયે સમજું છું. આ વિશાળ રાજનગરીમાં, તેમના સિવાય મારું બીજું કોણ છે. કહે! મારે જો એક કુંવર હોત, તો એને જોઇને હું બધું દુઃખ ભૂલી જાત. પરંતુ વિધાતાએ એ સુખ મારા નસીબમાં લખ્યું નહિ! તું જા, રસોડામાં બ્રાહ્મણોએ મારી આજ્ઞા પ્રમાણે મહારાજના ભોજનની ગોઠવણ કરી છે કે નહિ તે જોઈ આવ.'

દાસીના ગયા પછી અંબાલિકા ઊભી થઈ. થોડો વખત તેણે ઓરડામાં આમતેમ આંટા માર્યા. પછી ભીંતમાં લટકતા ચાંદીમાં મઢેલા એક વિશાળ આયનાની સામે ઊભી રહી, તે પોતાનું પ્રતિબિંબ જોવા લાગી. ભમરાના જેવા કાળા કેશમાં એકાદ બે રૂપેરી વાળ

પણ દેખાતા હતા. થોડીવાર આમ જોઇ રહી, પછી એક દીર્ઘ નિ:શ્વાસ નાખી, તે ફરીને પાછી બારી પાસે આવીને ઊભી રહી.

સાંજ વીતી ગઈ. એમ કરતાં પહેલા પહોરનાં ચોઘડિયાં વાગ્યાં. બીજા પહોરે સંદેશો આવ્યો કે મહારાજ આજ્ઞા કરે છે કે આજે મોડી રાત સુધી તેમને રાજકાજમાં રોકાયેલા રહેવાનું હોઇ, આજે તેઓ રાણી અંબાલિકાના મહેલમાં આરામ લેવા આવી શકશે નહિ.

અંબાલિકાની આંખો, આ સાંભળીને ભીની થઇ આવી. દાસીને તેણે પૂછયું. 'કાલે પધારશે, અથવા કયારે પધારશે તે વિષે મહારાજે કંઇ કહ્યું છે?'

મીનાએ જવાબ દીધો: 'મેં એ પૂછયું હતું. પણ નોકરે કહ્યું: એ વિષે મહારાજે કંઇ આજ્ઞા કરી નથી.

રાણી માત્ર આટલું બોલી: 'ઠીક.'

સાંજે રાણીએ જે વસ્ત્રાલંકારો સજ્યા હતા, તે બધાયે તેણે એક એક કાઢી નાખ્યા. દાસી તેને કપડાં બદલાવી બોલી: 'હવે વાળુ કરો છો?'

રાણીએ કહ્યું: 'કરું, પછી. તું મારું એક કામ કરીશ?'

'શું કહો.'

'બીજી રાણીઓના મહેલોમાં જઇને ખબર કાઢી આવ જોઉં, મહારાજ આજે રાતે કયાં આરામ લેવાના છે?'

દાસી ગઈ.

થોડીવાર પછી, એણે પાછી આવીને કહ્યું: 'રાણી હેમવતીના મહેલમાં મહારાજના ભોજનની તૈયારીઓ થઈ રહી છે. પરંતુ મહારાજ હજી પધાર્યાં નથી. મોડી રાતે આવશે એવા ખબર આવ્યા છે.'

રાણી હેમવતી મહારાજા માનસિંહની છેલ્લી રાણી હતી. તે બુંદીરાજ ભીમસિંહની કુંવરી હતી.

: ૨ :

આ બનાવને છ સાત દિવસ પછી, મહારાજા માનસિંહ રાણી અંબાલિકાના મહેલમાં પધાર્યા. રાણીએ મનમાં જેનો ડર રાખ્યો હતો તે જ બન્યું.

રાણીને જોતાં જ મહારાજે કહ્યું: 'આ શું, આટલી સુકાઇ કેમ ગઈ ? કહે છે કે વિજયગઢમાં આ વરસે દુકાળ પડયો છે. તો જતી વખતે અહીંથી દાણોપાણી લઇ જવાં હતાં ને ?'

રાણી સમજી ગઇ કે મહારાજ આ વાકય સ્નેહને લીધે નથી બોલતાં,—પરંતુ, એમાં પોતાના પિતાની ગરીબ હાલત પર કટાક્ષ છે. મહારાજ કેવા ગર્વિષ્ઠ છે અને અભિમાની છે એની રાણીને બરાબર ખબર હતી. તે નીચું માથું કરી ચૂપ રહી.

પરંતુ મહારાજ એટલેથી જ અટકયા નહિ. અંબાલિકા તેમની રજા વગર પિયર ગઇ હતી એથી તેમને ખૂબ જ ગુસ્સો ચડયો

હતો, ઉપરાંત, કેટલીક રાજદ્વારી બાબતને લઇને તેમનું મન આજે બહુ ઉશ્કેરાયલું હતું.

વાત ધીમે ધીમે આગળ વધી. છેવટે રાણીએ કહ્યું: 'આપ અહીં હતાં નહિ—તેથી આપનો હુકમ લઇ શકી નથી. સ્ત્રી પિયર જાય એમાં શું કોઇ મોટો ગુનો છે?'

મહારાજે કહ્યું: 'સાધારણ લોકોની સ્ત્રીઓને માટે એ ગુનો નથી, પરંતુ રાજાની રાણીઓ માટે નિયમ જુદો છે. તમે તો રામાયણ વાંચ્યું છે. સીતાદેવી લગ્ન પછી અયોધ્યામાં આવ્યા, પછી કદી પણ તેઓ મિથિલામાં ગયાનું જાણ્યું છે? મહાભારત પણ તમે વાંચ્યું છે. દ્રૌપદી દેવી, પરણ્યા પછી, કદી પણ પાંચાલ-નગરમાં બાપને ઘેર ગયાનું તમે એમાં વાંચ્યું છે.? વળી એમના પિતા મોટા રાજરાજેશ્વર હતા. અને તમારા પિતા? મારી રજા લઇને ગયાં હોત તો જુદી વાત હતી, પણ તમે તો અભિસારિકાની પેઠે હાલી નીકળ્યાં!'

રાણીએ કહ્યું. 'કેમ મહારાજ, મને આવાં કડવાં વેણ સંભળાવો છો? આપની રજા મેળવવાનો કોઇ ઉપાય નહોતો, એટલે હું પટ-રાણીજીની રજા લઇને ગઇ હતી.'

મહારાજે કહ્યું. 'પટરાણીની રજા લઇને ગયાં હતાં એ ખરું, પણ આ બાબતમાં રજા આપનાર તેઓ કોણ?'

અંબાલિકા બોલી: 'એ મારી જ ભૂલ થઇ મહારાજ! ઘરડાં થયેલાં પટરાણીજીની રજા લેવાને બદલે જો હું નવાં રાણી હેમવતીની રજા લઇને ગઇ હોત તો મહારાજના ક્રોધાગ્નિમાંથી બચી જવા પામત.'

મહારાજ મોં વિકૃત કરીને બોલ્યા. 'ઓહ! ઇર્ષ્યા તો સોળે આની દેખાય છે. તમારા પિતા મરણ પથારીએ પડયા હતા. તો પાલખી મોકલી એ ભિખારીને અહીં બોલાવી લેવો હતો ને! અહીં રાજવૈદ્યો એની દવા કરત, અને બિચારાને દવાદારૂનું ખરચ પણ બચી જાત!'

આ શબ્દો સાંભળતાં જ રાણી ક્રોધમાં ભાન ભૂલી ગઇ. તે એકદમ બોલી પડી: 'બધાને કંઇ રૂપાળી કોઇ કે બહેન નથી હોતી, મહારાજ! નહિ તો તે મુસલમાનને આપી, આપની પેઠે મારા પિતા પણ કદાચ ધન અને માન પાનના અધિકારી બન્યા હોત!'

બોલતા બોલી ગઇ, પણ પછી તરત રાણી ચિંતામાં પડી ગઇ. તેને થયું: 'હાય હાય! હું આ શું બોલી બેઠી! રાણા પ્રતાપસિંહે એક વખત માનસિંહની આ બાબતમાં મશ્કરી કરી હતી, તે માન-સિંહને કેવી હાડોહાડ લાગી ગઇ હતી, તેની રાણીને ખબર હતી.

ખરેખર, અંબાલિકાનો ભય પાયા વગરનો નહોતો, એ તરત જ દેખાઈ ગયું. આ શબ્દો સાંભળતાં જ માનસિંહની આંખો ક્રોધથી સળગી ઊઠી. તેમનું આખું શરીર ધ્રૂજી ઉઠયું. એકદમ ઊભા થઇ જઇ, તેઓ ગર્જના કરી બોલી ઊઠયા: 'પાપણી! તું મારું અપ-માન કરે છે.! આટલી હિંમત તારી? જા, મારા અંતપુરમાંથી તું જતી રહે. બાકીની જીંદગી હવે હું તારું મોં જોવાનો નથી. તને સાત દિવસની મહેતલ આપું છું. આ સાત દિવસમાં, તું તારા પિતાને ખબર આપી, તેની સાથે જતી રહેજે—એ મારો તને છેલ્લો હુકમ છે!'

આમ કહી, મહારાજ, ધ્રૂજતે પગલે અંબાલિકાનો મહેલ છોડી જતા રહ્યા.

: ૩ :

રાણી અંબાલિકાએ, ખાધાપીધા વગર, આંખનું મટકું યે માર્યાં વગર આખી રાત રડીને વિતાવી. બીજે દિવસે તેણે મહારાજને પત્ર લખી બહુ અરજી કાકલૂદી કરી, માફી માગી.

દાસીએ પાછી આવીને જણાવ્યું: 'મહારાજે તમારો કાગળ વાંચી એના ટુકડે ટુકડા કરી નાખ્યા ને કહ્યું, રાણીને કહે, કે રાજા માનસિંહના મુખમાંથી નીકળેલા શબ્દો પાછા ફરતા નથી.'

એ રાત પણ અંબાલિકાએ રડીને વીતાવી.

બીજે દિવસે બપોરે, અંબાલિકાના મહેલના દરવાજે એક પડદાવાળી પાલખી આવીને ઊભી.

મીનાએ દોડતાં આવી ખબર આપ્યા કે રાણી હેમવતી આપને મળવા આવે છે.

'એમને લઈ આવ!' કહી અંબાલિકા નવાઈ પામી. વિચાર કરવા લાગી કે આ મળવા આવવાનું શું કારણ હશે? સહાનુભૂતિ બતાવવા આવી હશે? — ના, તો શું રંગ જોવા આવી હશે? પરંતુ, હેમવતી એવી બાઈ નથી. એના મોં પર હમેશાં હાસ્ય હોય છે— મનમાં લેશ માત્ર છળકપટ હોતું નથી—એમ બધા કહે છે. હું પણ એને વરસ દિવસથી તો જોઉં છું, મને યે એવું લાગે છે.

હેમવતીએ અંદર આવી અંબાલિકાને પ્રણામ કર્યાં. એમની ઉંમર માત્ર સત્તર વરસની હતી— દેહ નદીના બેય કાંઠે યૌવનની ભરતી ચડી હતી.

હેમવતીએ કહ્યું 'બહેન. મેં મહારાજને મોંએ બધી વાત સાંભળી છે. તમે મહારાજને આવા શબ્દો સંભળાવ્યા તે ભૂલ તો થઈ જ છે? ગુસ્સાના આવેશમાં તમારા મુખમાંથી આવા શબ્દો નીકળ્યાં છે એ પણ હું સમજું છું. પરંતુ, તમે ન બોલ્યા હોત તો સારું થાત, એવું તમને પણ હવે લાગતું હશે એમ હું માનું છું,

અંબાલિકા બોલી: 'હવે શું, જે પળે મારા મોંમાથી એ શબ્દો નીકળ્યા, તેજ પળે મને પસ્તાવો થયો હતો. પણ હવે થાય શું?'

હેમવતી ખૂબ સહાનુભૂતિ પ્રગટ કરવા લાગી. તે ખરા દિલથી આ બધું બોલી રહી છે એ વિષે અંબાલિકાને બિલકુલ શંકા રહી નહિ. અંબાલિકાનો કાગળ, અને મહારાજે તેનો કહેવડાવેલો મૌખિક ઉત્તર એ પણ નવી રાણીથી અજાણ્યો નહોતો.

તેણે કહ્યું: 'બીજો એકાદ કાગળ લખી જોઈએ તો?'

'લખીને શું લખું, બહેન?'

'તમે મહારાજને પહેલા કાગળમાં શું લખ્યું હતું તેની મને ખબર નથી. ચાલોને બેય જણ મળીને એક કાગળ લખી નાખીએ!'

અંબાલિકાએ કહ્યું: 'તમે કહો તેમ કરીએ!'

અંબાલિકાએ કાગળ કલમ લીધાં. બે જણે મળીને લખવાની જરૂર ન પડી; હેમવતીએ બોલવા માંડયું, અને અંબાલિકા તે પ્રમાણે લખતી ગઇ. ભણેલી તરીકે હેમવતીની ખ્યાતિ હતી.

કાગળ પૂરો થયા પછી હેમવતીએ કહ્યું: 'આજે જ આ કાગળ મહારાજને મોકલી દો. આજે રાત્રે મારા મહેલમાં તેઓ રહેવાના છે. હું પણ વાત કાઢીશ—જોઉં છું તેમનું મન પીગળાવી શકું તો.'

'તમને ઠીક લાગે તે કરો, બહેન !'

કહી અંબાલિકાએ શોકયને, ચુંબન કરી વિદાય આપી.

હેમવતીએ જતાં જતાં કહ્યું: 'કાલે ફરી આ વખતે હું આવીશ. અને મહારાજ શું જવાબ આપે છે તે જોઈ જઇશ.'

આ કહી તે જતી રહી.

: ૪ :

બીજે દિવસ બપોરે રાણી હેમવતી ફરી મળવા આવી. આજે તેનું મોં ખૂબ હસું હસું થઈ રહ્યું હતું.

તેનું મોં જોઈ અંબાલિકાને થયું કે જરૂર કંઈક સારા ખબર સાંભળવાના મળશે, તેણે પૂછ્યું: 'શા ખબર છે, બહેન ?'

હેમવતીએ પોતાના પાલવમાંથી કાગળ કાઢી કહ્યું: 'આજે હું જ તારા વરનો કાગળ લઈને આવી છું.'

આમ કહી તેણે કાગળ અંબાલિકાના હાથમાં મૂક્યો.

અંબાલિકાએ એકદમ કાગળ ખોલી વાંચવા માંડ્યો. કાગળ બહુ ટૂંકો હતો. તેમાં માત્ર થોડીક જ લીટીઓ લખેલી હતી–

'મારો હુકમ અફર છે. તમે અહીંયા આટલાં વરસ સુખ ચેનમાં વીતાવ્યાં છે એટલે બાપને ઘેર એ વૈભવ ન મળવાથી તમને દુઃખ થવાનો સંભવ છે. એટલે જતી વખતે તમને એક લાખ સોનામહોરો આપવાનું મેં નક્કી કર્યું છે. વધારામાં જેમાં તમારું દિલ ચોંટયું હોય તે તમે અહીંથી તમારા પિતાને ઘેર લઇ જઈ શકશો'

કાગળ વાંચી, અંબાલિકાના મનમાં, આ પહેલાં જે આશાનું કિરણ ફૂટયું હતું તે પલકમાં અદૃશ્ય થઈ ગયું. કાગળ શોકનાના હાથમાં આપી તેણે પૂછ્યું: 'તમે વાંચ્યો આ?'

હેમવતીએ કહ્યું: 'હા. મારા જ ઘરમાં બેસીને તેમણે આ કાગળ લખ્યો છે. મેં, બહેન, તારાવતી એમને ખૂબ જ કાકલૂદીઓ કરી, પરંતુ કોઈ રીતે તેમનું મન પીગળાવી શકી નહિ તારો કાગળ આવ્યાનું તેમણેજ મને કહ્યું. પછી ખિસ્સામાંથી કાગળ કાઢી મને તેમણે બતાવ્યો, તેમને કયાં ખબર હતી કે એ કાગળ મારો જ લખાયેલો છે! મેં પણ, જાણે કંઇ જાણતી ન હોઉં તેમ, ગંભીર બની, આખો કાગળ એકચિત્તે વાંચ્યો. પછી મેં કહ્યું: 'કહે છે કે એમના પિતા બહુ ગરીબ છે. અહીં આટઆટલાં વરસ લગી મહારાજે એમને સુખવૈભવમાં રાખ્યાં છે, હવે તેઓ ગરીબાઇમાં કેવી રીતે રહી શકશે? એમનો જીવ કેવી રીતે ટકી શકશે? ગરીબ ઘરનાં અન્નવસ્ત્ર આ ઉંમરે એમનાથી કેવી રીતે વેઠાશે? એટલે મહારાજે જવાબ આપ્યો: 'ઠીક તો, એની હું ગોઠવણ કરી દઉં છું.'

આમ કહી તેમણે કાગળ કલમ માગ્યાં, કાગળ લખાઇ રહ્યા પછી મેં કહ્યું. 'એ મને જ આપો. કાલે હું એમને છેલ્લી વારકી ભેગી

થવા જવાની છું, તે વખતે કાગળ એમને હાથોહાથ આપીશ. એટલે એમણે કાગળ મારા હાથમાં મુકયો.'

અંબાલિકા દીર્ઘ નિઃશ્વાસ નાંખી બોલી, 'આવું દાન કરવાની કંઈ જ જરૂર નહોતી. પતિને જ ખોઇ બેઠા પછી, એમની લાખ સોના-મહોરોને મારે શું કરવી છે? સાજસરંજામ પણ સાથે લઇ જઇને મારે શું કરવું છે? હં, બીજી કંઈ મારે વિષે વાત થઇ હતી?

'થઈ જ હતી તો, મેં કહ્યું. મારા બહેન આપનાપર કેટલો પ્રેમ રાખે છે તેની આપને ખબર નથી. જવાબમાં ટાણો મારી તેમણે કહ્યું: પતિને મેણું મારી અપમાન કરવું એ પ્રેમનું એક મુખ્ય લક્ષણ છે ખરું ને!

મેં કહ્યું: 'માણસની શું કોઇ વાર ભૂલ નથી થતી? એક દિવસ કાંઈ ભૂલ થઈ તો શું જીંદગીભર એની સજા ભોગવ્યા કરવાની?

તેમણે કહ્યું: 'તમે પણ યાદ રાખજો, નવી રાણી, કે મહારાજ માનસિંહનો બોલ અફર છે.'

પછી વાતવાતમાં મેં પૂછયું: 'જતાં પહેલાં મારા બહેનને શું આપ છેલ્લી વારકાં દર્શન નહિ દો?'

તેમણે કહ્યું: 'મારી ખુશીથી હું એને ઘેર જવાનો નથી, પણ જો એ ખૂબ આગ્રહ કરી બોલાવે, તો છેલ્લી વાર મળી લેવાનો મને વાંધો નથી—તો બહેન, મારું માનો, તમે હમણાં જ એક કાગળ લખી એમને મળવાની અરજ કરો!'

અંબાલિકા આંખમાં પાણી લાવી બોલી: 'હવે મળીને શો ફાયદો છે, બહેન?'

હેમવતી બોલી: 'ના, ના, બહેન! તમારે એમને ગળવું જ જોઇએ.'

'વળી ફરી હું એમની આગળ રોકકળ કરું, એમના પાયે પડું, સજા માફ કરવા એમને કરગરું એવું તું ઇચ્છે છે.? ના ભાઇ, હવે મારાથી એ નહિ બને. મારી આશાઓના ચૂરા થઈ ગયા છે, સ્વપ્ન ભાંગી ગયું છે, હવે ખાલી શા સારૂ વલખાં મારવાં?'

હેમવતી લાડભર્યા અવાજે બોલી: 'નહિ બહેન, એટલો કાગળ તો તમારે લખવો જ પડશે. તમારો કાગળ મળતાં જ મહારાજ છેલ્લી વારનાં દર્શન દેવા અહીં આવ્યા વિના નહિ રહે. રોકકળ કરવાનું કે પાયે પડવાનું હું તમને નથી કહેતી, પણ એમાં મારો હેતુ બીજો છે.'

'શો હેતુ છે?'

'તે હમણાં નહિ કહું. પહેલાં તમારા કાગળનો જવાબ આવવા દો. પછી શું કરવું તે હું કાલે આવીને કહી જઇશ. મેં એક ભારે ગમ્મત વિચારી છે. કાલે મહારાજે તમને આ કાગળ લખ્યો તે પછી મારા મગજમાં એ તુક્કો આવ્યો છે.'

આમ કહી હેમવતી હસતી હસતી ત્યાંથી જતી રહી.

બીજે દિવસે બપોરે તે ફરીથી આવી. આ વખતે પણ તેનું મોં હસું હસું થતું હતું.

અંબાલિકાએ કહ્યું: 'કાગળનો જવાબ આવી ગયો છે.'

હેમવતીએ કહ્યું: 'મને ખબર છે. બહેન, જરા અંદર ચાલો થોડી વાત કરવી છે.'

અંબાલિકા એને લઈને અંદરના ઓરડામાં ગઈ.

થોડીવાર પછી જ્યારે બંને બહાર આવ્યાં, ત્યારે હેમવતીનું મોં એવું ને એવું હસું હસું થતું હતું. અને અંબાલિકાનાં મોં પર પણ પહેલાંના જેટલો વિષાદ નહોતો.

: ૫ :

છેલ્લે દિવસે મહારાજા માનસિંહ, રાતનો પહેલો પહોર વીત્યા પછી, દર્શન દેવા પધાર્યા. તેમનું મોં ગંભીર હતું. તિજોરીવાળો માણસ આવ થોડીવાર પહેલાં જ અંબાલિકાને એક લાખ સોના-મહોરો જોખી આપી ગયો હતો.

રાણીએ કહ્યું: 'મહારાજ' આજની રાત આપ અહીંયા આરામ લેશો એવી, મારી આજની હાલત જોતાં, હું આશા રાખું છું.'

મહારાજે કહ્યું: 'નહિ, મારે કામ છે, તરત પાછા ફર્યા વિના નહિ ચાલે.'

રાણી થોડી વાર નીચું મોં કરી બેસી રહી.

પછી બોલી: 'તો છેવટે ભોજન કરીને પધારો.

મહારાજે પહેલાંના જેવા જ ગંભીર સ્વરે કહ્યું: 'ના, એટલે વખત નથી.'

રાણીએ કહ્યું: 'હા ! એટલું સૌભાગ્ય પણ મારા આ ફૂટેલા નસીબમાં ક્યાંથી હોય? તો શું મારા ઘરમાં આપ કશું જ નહિ જમો?'

બોલતાં બોલતાં રાણી અંબાલિકાની આંખો ભીની થઇ ગઇ.

મહારાજે કહ્યું: 'ભલે, તો એક પ્યાલો શરબત આપ.'

રાણી ઉઠી. પોતાને હાથેજ તે શરબત બનાવી લાવી, મહારાજે શરબત પીને, પાન ખાધું.

પાન ખાતાં ખાતાં મહારાજે કહ્યું, 'આજે આખો દિવસ ખુબ જ કામ કર્યું છે, બહુ થાકી ગયો છું. બહુ બેસાશે નહિ.'

બોલતાં બોલતાં જ, તેમની આંખો બીડાઇ ગઈ.

'મહારાજ ! શયન કરો.'

'એમ કહી રાણી અંબાલિકાએ ખૂબ વહાલથી એમને સુવાડી દઇ, એમના માથા નીચે ઓશીકું મૂક્યું. ઘડીકમાં મહારાજનાં નસકોરાં બોલતાં થઇ ગયાં.

રાણી હેમવતી બાજુના ખંડમાંથી હસતી હસતી બહાર નીકળી. હાથની મૂઠી વાળી, ઊંઘતા મહારાજને મુક્કી બતાવી તે બોલી, 'કેવા સપડાયા, હં.'

અંબાલિકા ઉદ્વેગભર્યા અવાજે બોલી. 'કંઈ અવળું તો નહિ થઇ બેસેને બહેન ?'

હેમવતીએ કહ્યું, 'મારા બાપના ઘરનો રાજવૈદ છે, સાક્ષાત ધન્વંતરી જ જોઈ લ્યો. એમની દવાથી નુકસાન થાય જ નહિ. આખી રાત ઊંઘ્યા કરશે. તૈયારીઓ તો બધી કરી રાખી છેને. તો હવે પાલખીવાળાઓને બોલાવો !

'બોલાવું. મારૂં ભલું કરવા જતાં, વખતે તારૂં કંઇ ભૂંડું કરી બેસું બહેન, એની મને ખૂબ ચિંતા થાય છે. મહારાજ કાલે સવારે જાગે કે બધી બિના તેમને કહેવી જ પડવાની ! તારી સલાહથી જ મેં આ કામ કર્યું છે એવું એમને જણાવવામાં વાંધો નથી. એમ તેં તો મને કહ્યું, પણ તે જાણ્યા પછી, તેઓ તારા પર ગુસ્સે નહિ થાય તેની શી ખાતરી ?'

હેમવતીએ કહ્યું : 'છિ. મારા પર ગુસ્સે થાય એટલી એમની તાકાત ? હું વૃધ્ધતરુણ તરૂણી ભાર્યા છું, એક મુક્કો મારી એમનું નાક ભાંગી નાખું એ ખબર છે ?'

આમ કહી તેણે જોરથી હસવા માંડયું.

અંબાલિકા બોલી: 'બધું સીધેસીધું પાર ઊતરે તો ગંગા ન્હાવાં !'

હેમવતીએ કહ્યું : ' ઊતરશે જ, બહેન, કશી ચિંતા કરવાની જરૂર નથી. મહારાજ જાગ્યા પછી, તેમને શું કહેવું ; અને શું કરવું, એ બધું મેં તમને બતાવી દીધું છે. ભૂલી તો નહિ જાઓને ?'

'ના રે, એ તે ભુલાય ?'

બે સુસજ્જ પાલખીઓ આવી દરવાજે ઊભી. રાતનો દોઢ પહોર વીત્યા પછી, મહારાજને ઊંચકીને એક પાલખીમાં સુવાડી દેવામાં આવ્યા. બીજી પાલખીમાં રાણી અંબાલિકા બેઠી. બત્રીસ ભોઈ લોકો એ પાલખીઓને ફૂલ પેઠે ઊંચકીને લઇ ચાલ્યા. આગળ અને પાછળ પચાસ ઘોડેસવારોની સેના હતી અને મશાલધારી એ હતા, એ બધાયે માણસો રાણી હેમવતીના પિયરથી બોલાવવામાં આવ્યા હતા.

રાતના ત્રીજા પહોરે, બંને પાલખીઓએ વિજયગઢ ગામમાં પ્રવેશ કર્યો. રાણીના પિતા, વૃદ્ધ વિજયસિંહ, પોશાક પહેરી જમાઇનું સ્વાગત કરવાને બારણામાં ઉભેલા હતા. જમાઇને ઊંઘતા જોઇ, અને તેમને ઊંઘમાંથી જગાડવાની પુત્રીએ ના કહી. તેથી તેમને માત્ર પલંગમાં સુવાડી દીધા.

: ૬ :

સવારે માનસિંહમાં ભાન આવવા માંડયું, અંબાલિકા તે વખતે તેમના પગ આગળ બેસી ચરણસેવા કરતી હતી.

રાણીએ કહ્યું : 'મહારાજ' સુરજ કયારનો ઊગી ગયો છે. આપના સ્નાન સંધ્યાનો બંદોબસ્ત કરાવું ?'

મહારાજે આંખો ઉઘાડી, શયનખંડમાં ચારે તરફ નજર કરી. પછી ખૂબ નવાઈ પામી બોલ્યાઃ 'આ શું ? હું કયાં છું. ?'

અંબાલિકાએ કહ્યું. 'મહારાજ ! આ આપના સસરાનું ઘર છે.'

મહારાજ ઊઠીને બેઠા થયા. તે બોલ્યા. 'સસરાનું ઘર ? કયાં ?'

'વિજયગઢમાં

'વિજયગઢમાં ? અહીં હું કેવી રીતે આવ્યો ?'

'આપની આ દાસી આપને અહીં લઈ આવી છે.'

મહારાજે ભવાં ચડાવી કહ્યું: 'તમે આ શું બોલો છો, રાણી! હં, હં, હવે મને કંઈક યાદ આવે છે. મને ખૂબ ઊંઘ આવતી હતી, એટલે રાજધાનીમાં તમારા આવાસમાં હું ઊંઘી ગયો હતો. તો શું મને ઊંઘતો તમે અહીં ઉપાડી લાવ્યાં છો? શું વાત કરો છો! ખબર છે, રાણી, આ રાજદ્રોહ એ કેવો ભયંકર અપરાધ છે તે?'

'અપરાધ મેં નથી કર્યો, મહારાજ! પણ આપની આજ્ઞા માથે ચડાવી મેં આ કામ કર્યું છે. મેં તો માત્ર રાજાજ્ઞાનું પાલન કર્યું છે'

'કોણે આજ્ઞા આપી? કોણ છે એ રાજા? દિલ્લીપતિ?'

'ના મહારાજ દિલ્લીપતિની આજ્ઞાનું મારે શું કામ છે? મેં તો માત્ર મારા હૃદયનાથની આજ્ઞાનું પાલન કરી આ કામ કર્યું છે.'

'કોની' મારી આજ્ઞાનું?'

'આપ જ મારા હૃદયનાથ છો, મહારાજ;'

'તમે આ શું કહો છો, રાણી! શું મેં તમને એવી આજ્ઞા કરી છે કે તમો મને વિજયગઢ લઈ જાઓ. મેં ક્યારે તમને એવી આજ્ઞા કરી છે?'

'મારી પાસે મહારાજે સ્વહસ્તે લખેલી આજ્ઞા છે, આ જુઓ!'

આમ કહી રાણીએ મહારાજનો છેલ્લો કાગળ ઉઘાડી એમની સામે ધર્યો, ને કહ્યું: 'આ જુઓ મહારાજ. આપે આમાં લખ્યું'

છે કે જેમાં તમારૂં દિલ ચોંટયું હોય તે પણ તમે અહીંથી તમારા પિતાને ઘેર લઇ જઈ શકશો, હવે–હિંદુ સ્ત્રીનું દિલ પોતાના પતિ સિવાય બીજા શામાં ચોંટે કહો જોઉં, મહારાજ? આપજ મારા જીવનના પ્રિયતમ પાત્ર છો, આપનામાંજ મારૂં દિલ ચોંટયું છે એટલે હું આપને જ અહીં લઇ આવી છું.'

આ સાંભળી મહારાજનું વદનમંડળ હાસ્યરેખાથી ભરાઇ ગયું. હસવાનો આવેગ દબાવી ન શકવાથી, હા હા કરી તેઓ હસી પડયા. પછી તેમણે રાણીને બાથ ભીડી, હેતથી ચુંબન કર્યું.

રાણી પર વહાલ કરી રહ્યા પછી મહારાજે ઉલટ તપાસ શરૂ કરી. રાણી હેમવતીએ બધું જ કહેવાની રજા આપેલી હતી એટલે અંબલિકાએ બધી વાત કહી દીધી.

એ સાંભળી મહારાજ બોલ્યા: 'ઓહ! એ છોકરી આટલી પક્કી છે!'

સસરાના અતિશય આગ્રહને વશ થઈ, તે દિવસ અને રાત જમાઈરાજ લાડકોડમાં વિજયગઢમાં રહ્યા; અને પછી રાણીની સાથે રાજધાનીમાં પાછા ફર્યા.

રાણી હેમવતીની સાથે પણ મહારાજે આ વિષે ઘણો હાસ્ય-વિનોદ કર્યો. તેના પર બિલકુલ ગુસ્સે થયા નહિ, તેનો લેશમાત્ર તિરસ્કાર કર્યો નહિ એટલે, એ વખતે, તો એ પ્રૌઢ વયના મહારાજનું ગર્વિષ્ઠ નાક ભાંગ્યા વગરનું જ રહી ગયું.

# ભોજરાજાની વાત

: ૧ :

ઇસુની અગિયારમી સદીમાં કોઈ એક દિવસે (વાર અને તિથિ હજી પુરાતત્ત્વવેત્તાઓ નક્કી કરી શક્યા નથી) માલવ દેશના મહારાજા ભોજ એક અતિ ગંભીર ભૂલ કરી બેઠા હતા—વનમાં એક તળાવની પાળે ઉતરીને, છેક જ ખેડૂતકણબીની પેઠે ખોબો ભરીને એમણે પાણી પીધું હતું. મૃગયા ખેલવા નીકળેલા, અને તરસથી જીવ જવા આવ્યો હતો એટલે જ તેમણે આવું કાર્ય કર્યું હતું એ વાત ખરી. પરંતુ મૃગયાર્થે નીકળતાં એક થરમોસમાં બરફ ભરી લઈ, છેવટે ઠંડું પાણી ભરી લઈ, થરમાસ કમરે લટકાવી દીધો હોત તો ખોટું નહોતું. પરંતુ એ જમાનાના રાજાઓ—કોણ જાણે કઈ જાતના માણસો હતા.

મૃગયા ખેલીને રાજા ઘેર પાછા આવ્યા. પરંતુ માથામાં કંઈ ન સમજાય તેવી પીડા થવા લાગી. માથામાં કંઈ સળવળ સળવળ થવા લાગ્યું. ઊંઘ ઊડી ગઈ, અને ખોરાક પરથી પણ રૂચિ ઊઠી ગઈ. આ થયું શું?

બે ચાર દિવસ આવી રીતે ગયા, ત્યાં માથામાં રીતસરની મહા યંત્રણા શરૂ થઇ ગઇ, રાજવૈદ્ય આવ્યા, નાડી જોઈ, માથું ફેરવી ફેરવીને જોયું, પરંતુ રોગનું નિદાન ન કરી શકવાથી પોતાનું અજ્ઞાન છુપાવવા કંઇ કંઇ શ્લોકો બોલી ગયા, અને ખાવાની દવા, પીવાની દવા, સુંઘવાની દવા, માથાપર માલીશ કરવાનું તેલ–એવી એવી કંઇ કેટલીય કીમતી દવાઓ લાવી તેમણે રાજાની ચિકિત્સા કરવા માંડી.

પરંતુ રોગ કશાથી જરા પણ ઓછો થયો નહિ. ઊલટો તે વધતો જ ગયો. 'માથું ફાટી જાય છે. માથું ફાટી જાય છે' એવી રાજા બૂમો પાડવા લાગ્યાં. ને પથારીમાં હાથપગ પછાડવા લાગ્યાં.

રાજા રોજ રોજ વધારેને વધારે દૂબળો થતો ગયો, આખા રાજ્યના બધા વૈદરાજો આવ્યા, બધાઓ ભેગા થઇને કેટલાયે કલાક સુધી મંત્રણાઓ કરી રોજ બબ્બે વખત પ્રિસ્ક્રિપશન બદલવા માંડયુ. પરંતુ રોગ તો એનો એ જ રહ્યો–રોજ રોજ એ વધતો જ ચાલ્યો.

છેવટે સૌએ રાજાના જીવવાની આશા છોડી. રાણીઓ રડી રડીને માથા કૂટવા લાગી, અમલદારોનાં મોં પડી ગયાં, રૈયત હાય હાય કરવા લાગી : 'હાય! આતો રાજા ફરી નહિ થાય.'

: ૨ :

દેવોના દેવ, ઇંદ્ર, સ્વર્ગનાં અને મર્ત્ય લોકનાં ઘણાં છાપાંના ગ્રાહક હતા. બધાં છાપાં વાંચવાનો વખત તેમને મળતો જ એવું કંઇ નથી. તેમ છતાં પૈસા ખરચીને તેઓ બધાં છાપાં ખરીદતા, કારણ કે સાચા સાહિત્યકારોને ઉત્સાહ આપવો એ પોતાનું કર્તવ્ય છે એમ તેઓ સમજતા હતા.

એક દિવસ રવિવારે, કચેરીમાં રજા હોવાથી, બપોરનો વખત કાઢવા માટે તેમણે છાપું વાંચવા લીધું. છાપાનું નામ 'માળવા ટાઇમ્સ!' ઉઘાડતાં જ જોયું તો હાય! આ શું? રાજા ભોજ મરી પડયા છે! આહ! કેવો સરસ રાજા! કેવો પંડિત, કેવો પવિત્ર! છાપામાં લખ્યું છે કે દવાદારુની કશી જ અસર થતી નથી.

દેવાધિપતિ મનમાં બોલ્યા: 'નહિ, આ નહિ ચાલે!'

છાપું ફેંકી દઈ, ચશમાં ઉતારી બાજુએ મૂકી તેમણે બૂમ મારી. 'કોઇ છે કે હાજર?'

'જી જૂહર!' કહીને એક-દરવાને અંદર આવી સલામ કરી.

દેવાધિપતિએ ટૂંકમાં કહ્યું: 'બધા દાકતરોને બોલાવો!'

પાંચ મિનિટમાં સ્વર્ગના બંને અશ્વિનીકુમારો આવીને ખડા થઇ ગયા. દેવરાજે છાપું તેમના હાથમાં મૂકી કહ્યું. 'વાંચો!'

તે વાંચીને તેમણે કહ્યું: 'આ શું? દરદી મરવાની અણી પર છે, તોયે હજી દરદ શું છે તેની કોઇને ખબર પડતી નથી. હું બધાય—'

ઇન્દ્રે કહ્યું: 'મોટા કુમાર, હમણાં ને હમણાં તમે ઊપડો-અદશ્ય રૂપે જાઓ. રાજાને જોઇને આવ્યા પછી મને કહેજો કે તેને શું થયું છે!'

મોટા કુમાર ધબ્બ દઇને મૃત્યુલોકમાં આવી પડયા.—સીધા ભોજ રાજાના શયનગૃહમાં રાજાના માથા ઉપર પોતાની (એક્સ-રે કરતાંયે તીક્ષ્ણ) એવી દિવ્ય દષ્ટિ નાખીને તેમણે જોયું તો તેમના માથામાં એક માછલીનો કણો સૂતેલો હતો, અને રહી રહીને હાલતો હતો.

આ જોઇ મોટા અશ્વનીકુમાર તરત જ સ્વર્ગમાં પાછા આવ્યા, ને ઈંદ્રની આગળ હાજર થયાં. પછી એ બંને વચ્ચે નીચે પ્રમાણે વાતચીત થઈ:

ઇન્દ્ર—કેમ, મોટા કુમાર, શું જોઈ આવ્યા?

મોટા કુમાર- મહારાજ! કેસ બહુ ગંભીર છે! ભોજ રાજાના મગજમાં નાનકડી માછલી ઘુસી ગઈ છે. ને હજી એ જીવે છે!

ઇન્દ્ર- હેં? શું કહોછો? રાજાના માથામાં એ કેવી રીતે ઘુસી ગઇ?

મોટાકુમાર– એ પણ હું મારા યોગબળે જાણી શક્યો છું. રાજા એક દિવસ મૃગયા રમવા ગયા હતા, તેવામાં એક તળાવમાંથી એમણે ખોબે ખોબે પાણી પીધું. એવી રીતે પાણી પીતાં તેમનાં એક નસકોરામાં થઇને તરતની જન્મેલી એક માછલી તેમના શરીરમાં પેસી ગઇ, અને ધીમે ધીમે તેમના મગજમાં ચડી ગઈ. ત્યારની એ ત્યાં જ રહી, અને રાજાના મસ્તકનો પુષ્ટિકારક ખોરાક ખાઇ ખુબ હષ્ટપુષ્ટ બની ગઈ છે.

ઇન્દ્ર—હાય હવે શું થાય ?

મોટા કુમાર--બીજું શું–ઓપરેશન ! માથાની ખોપરી તોડી મ છલીને કાઢવી પડશે. એ વિના બીજો ઉપાય—નથી.

ઇન્દ્ર–એ તો બહુ જોખમકારક ઓપરેશન કહેવાય ! પણ એ વિના બીજો ઉપાય જ નથી, તો તમે જાઓ—તરત જાઓ ને ઓપરેશન કરો. નાના કુમારને અહીં મૂકતા જજો, વખત બહુ ખરાબ છે--ક્યારે કોને શું થાય કંઇ કહેવાય નહિ ! કાલનું મારું શરીર પણ તૂટે છે. તમે જઇને એકદમ રાજાની દવા કરો. સો વાતની એક વાત—એને બચાવી લો. હા ! કેવો સરસ રાજા !

મોટો કુમાર—જી, તો હું જાઉં.

ઇન્દ્ર—હં, અને જુઓ, આ વખતે અદૃશ્ય થઇને જશો તો નહિ ચાલે. માટે વૃદ્ધ વૈદ્યરાજનો વેશ ધરીને જાઓ—કહેજો કે રાજાને હું સાજો કરી દઇશ—એટલે એ લોકો તરત તમને રાજાની પાસે લઇ જશે.

મોટા કુમાર પોતાની પેટીમાં ઓપરેશનનો સરસામાન, પાટા અને દવાદારૂ વગેરે લઇને, એ જ દિવસે ધારાનગરીના રાજમહેલમાં જઇને ઊભા.

: ૩ :

દરદીના ઓરડામાંથી એકેએક માણસને બહાર કાઢી મૂકી, બારણા બંધ કરી, મોટાકુમારે વિચાર કર્યો: 'ઓપરેશન બહુ ગંભીર છે, અને દરદીની હાલત બહુ નબળી છે; વખતે વેદના સહન ન કરી શકયો ને બૂમો પાડી બેઠો તો! તો લાવને, કલોરોફોર્મ આપું?' (વાચક કદાચ આ મશ્કરી માનશે, પણ અસલ ભોજપ્રબન્ધમાં જ લખેલું છે: મોહચૂર્ણેન મોહયિત્વા શિરઃકપાલ માદાય...વગેરે. આનો અર્થ એકે નવસો વરસ પહેલાં પણ વૈદ્-રાજો કલોરોફોર્મથી પરિચિત હતા.)

ભોજરાજાને કલોરોફોર્મ આપી અશ્વિનીકુમારે તેમને બેસાડી, તેમના માથાની ચામડી કાઢી, ખોપરી ખસેડી દીધી. પછી એમાંથી માછલી કાઢી એક પાણીના ઘડામાં નાખી. તે પછી ખોપરી બેસાડી દઈ, ચામડીને ટાંકા મારી સાંધી દઈ, ઘા ઉપર કુશળતાપૂર્વક પાટો બાંધી દઈ તેમણે રાજાને ફરી સુવાડી દીધા.

આરામસૂચક 'હાશ!' નો ઉદ્દગાર કાઢી રાજા પડખું ફરી ઊંઘવા પડયા.

બારણાં ઊઘડયાં. સૌએ અંદર આવી જોયું તો રાજા ગાઢ નિંદ્રામાં પડ્યા છે. રોગ થયા પછી, આ પહેલી જ વાર તેમણે રાજાને ઊંઘતા જોયા.

સૌ ચૂપકીથી પૂછવા લાગ્યાં: 'શું થયું હતું, મશાય?'

અશ્વિનીકુમારે વડો બતાવ્યો. પછી કહ્યું: 'તમારા રાજાના માથામાંથી આ માછલી નીકળી!' માછલી કેવી રીતે માથામાં ઘુસી ગઇ હતી એ પણ, પછી તેમણે સૌને કહ્યું. સાંભળી સૌ નવાઈ પામી ગયા.

પૂરેપૂરા અડતાલીસ કલાક સુધી રાજાએ ઊંઘ લીધી. ઊંઘમાંથી જાગ્યા પછી જોયું તો માથામાં બિલકુલ વેદના થતી નહોતી, માત્ર શરીર ખૂબ દુર્બળ લાગતું હતું. પુષ્ટિકારક દવાઓ અને ખોરાક અપાવા માંડયો.

લોકો અને અમલદારો, વૈદરાજને એવા વળગ્યા કે તેમને જવા દેવાની એમણે ના પાડી. સૌ કહે 'રાજા પહેલાં હરતા ફરતા થાય, એમના શરીરમાં જોર આવે, પછી તમે જજો. વખતે ફરી કંઇ થઈ ગયું તો?'

એટલે અશ્વિનીકુમારને કેટલાક દિવસ રોકાઇ જવું પડયું. રાજા રોજ રોજ વધારે તાકાત આવતી ગઈ. ખૂબ ભારે દરમા-

વાથી તેમણે વૈદરાજને સ્ટેટ 'ફિઝિશિયન' નીમવાની ઇચ્છા પ્રદર્શિત કરી–પરંતુ વૈદરાજ મહાશય સમંત થયા નહિ.

છેવટે તેમનો જવાનો દિવસ આવી પહોંચ્યો. રાજા ભોજે વૈદરાજ મહાશયને ભરી સભામાં ખૂબ માનપાનથી નવાજ્યા. ઘડા ભરી ભરીને મહોરો, હીરા, મોતી, તથા હાથી ઘોડા વગેરે ઇનામમાં આપવામાં આવ્યાં.

છેવટે રાજાએ કહ્યું : 'વૈદ્યરાજ મહાશય, આપ તો હવે જાઓ છો—અમારો આગ્રહ આપ માનતા નથી, એટલે એનો અફસોસ કરવો નકામો છે. પરંતુ અમારે કહેવું જોઈશે કે આપના જેવો મહાવિદ્વાન ચિકિત્સક અમે કદી પણ જોયો નથી. એટલે એક બાબત હું આપની પાસેથી જાણી લેવા ચાહું છું.'

'શું જાણવું છે, કહો,'

'આહારવિહાર વગેરેમાં કેવા નિયમનું પાલન કરીને ચાલીએ તો આપણાં શરીર ખૂબ સરસ રહે, એટલું અમને કહેતા જાઓ. ટૂંકમાં આરોગ્ય રક્ષણનાં નિયમો—'

અશ્વિનીકુમારે કહ્યું :

અશીતેનામ્ભસિ સ્નાનં પયઃ પાનં, વરાઃ સ્ત્રિયઃ '
એતદ્ વો માનુષાઃ પથ્યં—

શ્લોક પૂરો થવા પામ્યો નહિ. કારણ કે, ભોજરાજે કુદકો કરતોકને વૈદ્યરાજનું ઝાંઝું પકડી લઈ કહ્યું: 'માનુષા:! આપ અમને 'હે મનુષ્યો!' કરીને સંબોધન કરો છો, એનો અર્થ એ કે તમે મનુષ્ય નથી! તો તમે કોણ છો, કહો!'

જાદુનો ખેલ! વૈદ્યરાજ અલોપ થઈ ગયા. પકડાઈ ગયા કે તરત અંતર્ધાન! ઇનામમાં અપાયેલાં હીરા, મોતી, ને મહોરોના ઘડાને ઘડા, તથા હાથી ઘોડા બધુંયે પડયું રહ્યું. રાજા મૂરખની પેઠે ચારેકોર જોતો રહ્યો.

વિસ્મયનો ભાવ કંઈક ઓછો થયો એટલે રાજાએ કહ્યું: 'જરૂર એ અશ્વિનીકુમાર હતા—અમારા વડવાઓના પુણ્યપ્રતાપે, મારો જીવ બચાવી ગયા. પરંતુ હાય? કેવી દુ:ખની વાત! શ્લોક અધૂરોજ રહી ગયો. ઉપદેશ પૂરો થવા પામ્યો નહિ. હવે શું થાય? આ શ્લોકની ખરેખરી પાદપૂર્તિ કોણ કરી શકશે?'

સૌએ એક અવાજે કહ્યું; 'કાલિદાસ સિવાય બીજું કોઈ આ શ્લોક પૂરો કરી શકશે નહિ. નહિ કેમ કરી શકે? કરશે, ગમે તે બેચાર શબ્દો મૂકી સોળ અક્ષર હમણાં જ પૂરા કરી દેખાડશે. પરંતુ, અશ્વિનીકુમારને બોલવા દીધા હોત તો એ શું બોલત, એ તો કેવળ કાલિદાસની જીભ કહી શકશે, કારણ કે તેમની જીભે મા સરસ્વતીનો વાસ છે.'

કાલિદાસને તેડું થયું. તેમણે આવીને શ્લોક પૂરો કરી આપ્યો; 'સ્નિગ્ધમુષ્ણં ચ ભોજનમ્'

આખો શ્લોક આ પ્રમાણે થયો—

'અશીતેનામ્ભસિ સ્નાનં, પયઃપાનં, વરાઃ સ્ત્રિયઃ ।
એતદ્ વો માનુષાઃ પથ્યં સ્નિગ્ધમુષ્ણં ચ ભોજનમ્ ॥

અર્થાત્— હે મનુષ્યો! આરોગ્ય રક્ષણાર્થે તમારે આટલું કરવું જોઈએ. ગરમ પાણીએ ન્હાવું, દૂધ પીવું, ઉત્તમ સ્ત્રીઓનો સંગ કરવો અને ગરમ તથા સ્નિગ્ધ (ઘીવાળા) પદાર્થોનું ભોજન કરવું.

એટલે, હે વાચકો, આજથી પાણીને જરા ગરમ કરીને ન્હાજો, અને ઘી દૂધનું પ્રમાણ જરા વધારે રાખજો–દિવસે ઓફીસમાં જવું પડે, તો ગરમ ભાત ખાઈને જજો–રાતે વહેલા વહેલા ઘેર પાછા ફરજો–નહિ તો ભાત ઠંડો થઈ જશે– અને જેમને માત્ર એક જ બૈરી હોય, તેમણે આજથી જ બીજી બે સુપુત્રીઓની શોધમાં ગોરને મોકલી દેવો–કારણ કે શ્લોકમાં 'સ્ત્રીઓ' લખેલું છે–એકવચન નહિ, દ્વિવચન નહિ, પણ એકદમ બહુવચન.

# સતી

: ૧ :

ચૌરંગી મહોલ્લામાં વિલાયત જઇ આવેલાઓની એક કલબની ઓસરીમાં બેસીને ચાર મિત્રો વાતોચીતો કરતા હતાં. બધા લગભગ સરખી ઉંમરના હતા, પણ કોઇ ચાલીસની નીચે નહોતું. બધાએ ખ્યાતિ, માન અને સંપત્તિ ઠીક ઠીક ભેગાં કરી સુખે સ્વચ્છંદે જીવન નિર્વાહ કરતાં હતા.

આજે આ કલબમાં એક ઓત્સવ હતો. ઉત્સવનું કામકાજ બધું પતી ગયું છે. મેમ્બરોએ આજે અહીંયાંજ એમનું 'ડીનર' લીધું છે. અને સૌ પોતપોતાને ઘેર ગયા છે. આ લોકો પણ આ ગ્લાસ પૂરો થતાં ઊઠવાનું નક્કી કરીને બેઠા છે.

વાતવાતમાં, વિદ્યાર્થી જીવન દરમિયાન, વિલાયતમાં કોણ કેવા પ્રેમમાં પડયું તેની વાતો નીકળી પડી. બે જણાએ પોતાની અગમ

...નું વિસ્તારથી વર્ણન કર્યું, પછી આ ચારેમાં સૌથી મોટા ... સાહેબ બોલ્યા: 'અમારા વખતમાં ધીરેનની બાબતમાં એક ગંભીર પ્રસંગ બની ગયો હતો. તમે લોકો કોઇ તે વખતે વિલાયતમાં ... નહિ પરંતુ પાછળથી યે તમે કોઇએ યે ધીરેનની વાત સાંભળી ...? ધીરેન ઘોષાલ.'

શ્રોતાઓમાંથી એક જણે કહ્યું: 'પેલા કરોડપતિ પ્રતાપ ઘોષાલનો દીકરો ધીરેન ઘોષાલ?'

દત્ત સાહેબે કહ્યું: 'હા, એ જ.'

'હા, વિલાયત ગયા પછી મેં એને વિષે સાંભળ્યું હતું! હાય! હાય! બિચારો શીતળાના રોગથી મરી ગયો! એના પ્રેમની કોઇ વાત તમે કરો છો? મેં તો સાંભળ્યું કે એ બહુ ભલો ભોળો માણસ હતો–બિચારો બિલકુલ ભોળો!'

દત્ત સાહેબે સિગારેટ સળગાવી કહ્યું: 'ભોળો માણસ પ્રેમમાં નહિ પડે તો શું તમે ને હું પડવાના છીએ? રાજહંસની પેઠે ખીરખીર ખાઈ જઈ, ને નીરને પડતું મૂકવું એ આપણી રીત હતી. પરંતુ એવું બધાથી બની શકે છે, ભાઇ? એની વાત રીતસરની ફક્કડ રોમાંચક વાર્તા છે. સુંદર રોમાન્સ છે! કેટલા વાગ્યા? અગિયાર! બોલો શરૂ કરું.'

સેન સાહેબ વ્હિસ્કીના ગ્લાસનો એક લાંબો ઘૂંટડો ભરી બોલ્યા: **The Night is young yet. fire away**– હજી રાત બુઢ્ઢી થઇ નથી. ચલાવો!

દત્ત સાહેબે પછી જે વાત કહી તેનો સાર હું નીચે આપુ છું.

*

ધીરેન જ્યારે વિલાયતમાં પહેલો પગ મૂક્યો, ત્યારે તે બિલકુલ જાનવર જેવો હતો એમ કહીએ તો ચાલે, તે વખતે પણ એને ટાઇ સુદ્ધાં બાંધતાં આવડતી નહોતી—બાંધેલી જ ટાઇ એ વાપરતો. 'પેવમેન્ટ' ને કહેતો ફૂટપાથ, રેસ્ટોરાંને કહેતો હોટેલ, અને પર્સને કહેતો મનીબેગ! વ્હિસ્કી અને બ્રાન્ડી પીનારાઓને તે ભયંકર દુરાચારી અને બિલકુલ નરાધમ સમજતો! તે વખતે વિલાયતમાં મારા સિવાય બીજું કોઇ તેનું ઓળખીતું હતું નહિ — એટલે તે આવીને મારે ઘેર ઊતર્યો — સ્ટેશને જઇને હું તેને લઇ આવ્યો હતો.

મેં પૂછ્યું: 'શું ભણવાનો વિચાર છે?'

પહેલું ઇજનેરિંગ–પછી ડિગ્રી લીધા પછી વહાણો બાંધવાનું શીખવાનું બાપાએ કહ્યું છે. બાપાનો વિચાર એવો છે કે ભવિષ્યમાં એક કંપની કાઢી, વહાણો બાંધવાનું કારખાનું શરૂ કરવું.'

મેં કહ્યું: 'ત્યારે તો પાંચેક વરસના ધામા સમજો. તે, તારા બાપા મહિને મહિને કેટલા પાઉન્ડ મોકલશે?'

'મોકલવાના વળી કેવા? બધાયે રૂપિયા મારી સાથે જ તેમણે મોકલ્યા છે, બેંક પર ડ્રાફ્ટ લખી આપ્યો છે. ડ્રાફ્ટ વટાવી, કોઇ બેંકમાં જમા મૂકી દેવાનું કહ્યું છે. જેમ જોઇશે તેમ મહિને મહિને ઉપાડી શકાશે,'

'કેટલા પાઉન્ડ છે?'

'ચાર હજાર.'

હું નવાઇ પામી ગયો, મેં કહ્યું : ચાર હજાર પાઉન્ડ? સાઠ હજાર રૂપિયા? Lucky dog! (નસીબદાર કૂતરો!)

ધીરેને કહ્યું : 'બાપા કહે, પરદેશી ધરતી રહી, ઓચિંતી કોઈ વખત કોઈ મુસીબત આવી પડી, માંદાસાજા થયા—એટલે થોડા વધારે રૂપિયા સાથે હોય તો સારું! બાકી રહે તે દેશમાં પાછા ફરતી વખતે સાથે લેતો આવજે.'

મેં કહ્યું: 'આદર્શ પિતા! પરંતુ પુત્રરત્ન કાચી ઉંમરમાં કાચી અક્કલને લીધે રૂપિયા ઊડાવી મારે તો?'

ધીરેને ગર્વથી કહ્યું : 'બાપાને મારા પર એટલો વિશ્વાસ છે. જન્મ્યો ત્યારથી આ પચીસ વરસ સુધી તેમણે મારા ઉપર બરાબર નજર રાખી છે. એમને પૂરી ખાતરી છે કે ખોટી રીતે રૂપિયા ઉડાવી દઉં એવો હું નથી!'

: ૨ :

આઠ દશ દિવસ લંડનમાં રહ્યા પછી, ધીરેન ગ્લાસગો વિદ્યા-
પીઠમાં જવા નીકળ્યો.

તેણે મને કહ્યું: 'તમે મારી સાથે ચાલો ભાઇ, બધું [illegible]
કરી આપીને આવજો!'

તેનો પેલો ચાર હજાર પાઉન્ડનો ડ્રાફ્ટ વટાવી, રૂપિયા બેંક
મૂકી ખાતું ખોલવામાં આવ્યું હતું. હું ધીરેનની સાથે ગ્લાસગો
ગયો. અને તેને કોલેજમાં દાખલ કરાવી દીધો. એક ખૂબ સારા
બોર્ડિંગ હાઉસમાં તેની રહેવાની વ્યવસ્થા કરીને હું પાછો આવ્યો.

ગ્લાસગોથી તે મને ઘણી વખત કાગળ લખતો.

છ મહિના પછી, ધીરેનના નિમંત્રણથી, હું એક દિવસ
ગ્લાસગો ગયો. જોયું તો, આ છ મહિનામાં તે જનાવર મટી ઘણો
માણસ બન્યો હતો. હવે એ અંગ્રેજી ઉચ્ચારમાં ભૂલ કરતો નહોતો.

અને ડીનર પછી એકાદ બે ગ્લાસ વિસ્કીનું સેવન કરવાની પણ એને ટેવ પડી હતી.

જે બોર્ડિંગમાં હું એને મૂકી ગયો હતો તે એણે છોડી દીધી હતી, અને હવે રૂમ્સ રાખીને રહેતો હતો. વ્યવસ્થા બહુ ઊંચા પ્રકારની હતી, ખર્ચ પણ તેના પ્રમાણમાં આવતું હતું.

પહેલા થોડા દિવસ તો તેણે મને કશું જ કહ્યું નહિ, પરંતુ હું લંડન આવવા નીકળ્યો તેના આગલા દિવસે, સાંજે જમ્યા પછી, તેના બેઠકખાનામાં સગડીની પાસે બેસી અમે વિસ્કી પીતા હતા, એવામાં એણે મને વાત કરી:

દત્ત–મારી જીંદગીમાં એક મહત્વનો બનાવ બન્યો છે.

મેં પૂછ્યું : 'એવું શું બન્યું છે?'

તે ગાલમાં હસીને બોલ્યો : 'હું પ્રેમમાં પડ્યો છું!'

મેં કહ્યું : 'બહુત અચ્છા! મરદકા બચ્ચા! એમાં ખોટું શું છે? છોડી હતો રૂપાળી ને!'

ધીરેનને ખોટું લાગ્યું તે બોલ્યો: 'છોડી નથી. સારા ઘરની કન્યા છે. અને તમારી સૌની પેઠે–'

હું વચમાં જ બોલ્યો : 'હા, હા, અમે બધા પાખંડી છીએ, પણ તું કેવો સાધુ છે એની અમને ખબર છે! તારે શું કરવું છે એ તો કહે.'

ધીરેને ગંભીરતા પૂર્વક કહ્યું : 'હું એમની સાથે લગન કરવા માગું છું.'

આ સાંભળી, હું એક નિસકારો કરી, પળવાર ચૂપ બેસી રહ્યો, ને મનમાં મનમાં વિચાર કરવા લાગ્યો. 'એમની સાથે–છટ્! પ્રેમની જ્વાળાથી હું બળું બળું થાઉં છું! સખી મને ઝીલ ઝીલ!'

છેવટે મેં શ્લેષમાં પૂછ્યું: 'એમની આગળ તેં પ્રોપોઝ (લગ્નનું માગું) કર્યું છે?'

ધીરેને કહ્યું: 'ના, હજી નથી કર્યું.'

ધીરેનની પ્રણયિનીનો પરિચય પૂછતાં જાણવા મળ્યું કે એનું નામ બાર્થા મેકજન છે. ઉંમર બાવીસ વરસની છે. મા વિધવા છે, એક ભાઈ છે, અને એક બહેન છે. ભાઈ હાઈસ્ટ્રીટમાં મોદીની દુકાન ચલાવે છે, એના બાપદાદાના વખતની એ દુકાન છે. બાર્થા થોડું ઘણું ભણી છે; અને ગ્લાસગો શહેરમાં કોઈ પૈસાદાર કુટુંબનાં છોકરા છોકરીઓની ગવર્નેસ તરીકે કામ કરે છે ને ત્યાં જ રહે છે.'

મેં કહ્યું; 'ભાઈ, આવું કામ ન કરતો, ન કરતો. એ લોકો રહ્યા રાજાની જાત, આપણે રહ્યા કાળા માણસ–એમની રૈયત કહેવાઈએ. તું જો મેમને પરણીને આજ દેશમાં રહેવાનો હોય તો કદાચ ચાલી જાય. પરંતુ જો એને લઈને તું દેશમાં જવાનો હોય તો ડગલે ને પગલે તારે અપમાનનો સામનો કરવો પડશે. તારાં માબાપ સગાં વહાલાં બધાં તારી આ મેમને ઝેર ભરેલી આંખે જોશે. અને તારી મેમને દેખાશે કે એ દેશના અંગ્રેજ લોકો કાળા માણસને પરણવા માટે એનો હંમેશાં તિરસ્કાર જ કરતા હશે. તારી દશા ધોબીનો કુતરો નહિ ઘરનો, નહિ ઘાટનો એવી થશે. હજી તેં પ્રોપોઝ કર્યું નથી એટલું સારું છે. વખત સર ચેતી જા. આથી વધારે હું તને કંઈ જ કહેવા માગતો નથી.'

ધીરેને રૂક્ષ અવાજે કહ્યું: 'પાદરી સાહેબ, તમારા આ વણ-માગ્યા ઉપદેશને માટે તમારો આભાર માનું છું. પરંતુ બધાને તમે તમારા જેવા માની લેશો નહિ.'

હું પણ આ સાંભળીને છેડાઈ ગયો. મેં કહ્યું: 'જો તને વિલાયતમાં આવ્યે હજી તો છ મહિનાયે થયા નથી; અને મને તો અહીં ત્રણ વરસ થઇ ગયાં! તું હજી આ લોકોને ઓળખતો નથી, હું તો એમને હાડેહાડ ઓળખી ગયો છું. તું શું એમ ધારે છે કે બાર્થા તારી પાછળ પ્રેમમાં પાગલ બની ગઇ છે?'

'હું તો થઈ ગયો છું. તે પણ મને ચાહે છે એ વિષે મને લેશ પણ સંદેહ નથી. હું પ્રોપઝ કરું તો તેઓ મને ના નહિ પાડે એવું મને લાગે છે.'

મેં પણ વ્યંગમાં કહ્યું: 'ના નહિ જ પાડે, મને ખાતરી છે. તું કરોડપતિનો દિકરો છે, એની એ શ્રીમતીને ખબર પડી ગઈ છે. તું મૂરખનો સરદાર છે, એક હિંમતબાજના હાથમાં પડયો છે અને એને સીતા કે દમયંતી સમજી બેઠો છે. પણ આજે મારું નહિ માને તો છેવટે નાકમાં પાણી આવશે એ તને કહી રાખું છું, ભાઈ!'

ધીરેન શ્રૂમ શામ બેસી રહ્યો, આગળ કશું જ બોલ્યો નહિ.

થોડીવાર પછી, એકબીજાને ગુડનાઈટ કરી અમે પોતપોતાના ખંડમાં સુવા માટે ગયા.

બીજે દિવસે સવારે નાસ્તો પાણી પતાવીને સાડા નવની ગાડીએ હું લંડન પાછો ફર્યો.

## : ૩ :

ત્રણ મહિના પછી ધીરેનનો કાગળ આવ્યો. એ ગધેડાએ કુમારી બાર્થાની આગળ લગનનું માગું કર્યું હતું, અને મે મહિનાની અધવચ બન્નેએ લગન-ગાંઠથી બંધાવાનો વિચાર કર્યો હતો.

કાગળ વાંચી મેં ગુસ્સામાં તેના ટુકડેટુકડા કરી ફેંકી દીધો.

હું મનમાં બોલ્યો: 'એક મહિનો વહેલું કરી પહેલી એપ્રિલે લગન કરવાનું રાખ્યું હોત તો સારું હતું. પહેલી એપ્રિલ-'ફૂલ્સ ડે' મૂરખાઓનો દિવસ છે, એ મૂરખનાં લગન માટે એ જ સારો દિવસ છે.

શિયાળો પૂરો થયો, વસંતઋતુ આવી.

પણ ધીરેનના લગનની નિમંત્રણ પત્રિકા કેમ હજી આવી નહિ! મને થયું કે મારા પર એને ખોટું લાગ્યું છે, તેથી મને એ લગનમાં નહિ બોલાવે.

નિમંત્રણપત્ર ન આવ્યું, પરંતુ એક દિવસ એક તાર આવ્યો. દુઃખદાયક સમાચાર હતા. બાર્થાએ તાર કર્યો હતો—'ધીરેન મરણ પથારી પર છે. તમને મળવા માગે છે—એકદમ આવો.'

તેજ દિવસે સાંજે ગ્લેડ્સ્ટન બેગમાં થોડાંક કપડાં લઈ હું સ્કોચ એક્સપ્રેસમાં ગ્લાસગો જવા ઊપડયો.

બીજે દિવસે દશ વાગે હું ગ્લાસગો પહોંચ્યો. ગાડી કરી સીધો બાર્થાને ઘેર જઇને ઊભો. બારણાનું કડું ખખડાવતાં એક લાલ મોંની જાડી ડોશીએ આવી બારણું ઉઘાડયું.

તેણે કહ્યું: 'તમે મિસ્ટર દત્ત કે? મારી દીકરી બાર્થાએ શું તમને તાર કર્યો હતો?'

ઓ ભગવાન! આ બીબી મેડમ? મેં તો ધારેલું કે આ દાસી હશે.

મેં ટોપી ઉતારી કહ્યું: 'હા, મીસ બાર્થાનો તાર મળવાથી હું અહીં આવ્યો છું. તેઓ કયાં છે?'

શ્રીમતી બાર્થાએ કહ્યું: 'અંદર પધારો, કહું છું.

મને ડ્રૉઇંગ રૂમમાં લઈ જઇ બેસાડીને તેણે કહ્યું: 'બાર્થા દવાખાનામાં છે. મિસ્ટર ઘોષાલ ત્યાં શીતળાનાં રોગનો ભોગ બની પથારીવશ થઈ પડયા છે—બાર્થા એમની સેવાચાકરી કરે છે. મેં છોકરીને કેટલું સમજાવી, કેટલી ના કહી. કેટલી એના પર ખીજાઇ, મેં કહ્યું, મિસ્ટર ઘોષાલ કરોડપતિના દીકરા છે, એમને કંઇ પૈસાની ખોટ નથી, મોં માંગ્યા પગારે જોઇએ તેવી નર્સો રોકી લે

કહે તો હું પણ થોડી મદદ કરીશ—આ રોગ બહુ ભયંકર ને ચેપી છે.

મને થયું, આ ભાષણનો અંત આવવાનો લાગતો નથી. તેથી મેં વચમાં જ કહ્યું:

'ગોપાલનો હવે કેમ છે, તમને ખબર છે. ?'

શ્રીમતી મેકજન બોલી, 'કાલે સાંજે જ હું એમના ખબર કાઢવા ગઈ હતી. હાઉસ સર્જન કહે કે કેસ બહુ ગંભીર છે. વળી કહે કે તમારી છોકરી ભૂખ તરસનું ભાન ભૂલીને રાત ને દિવસ દરદીની સેવા ચાકરી કરે છે. આમ કહી એમણે એની ધીરજ, સહનશીલતા અને બુદ્ધિનાં મારી આગળ ખૂબ વખાણ કર્યાં, ને છેવટે બીક પણ દેખાડી કે ખૂબ સાવચેતી રાખવામાં આવે છે, તેમ છતાં દરદીનો ચેપ બાર્થાને લાગી જાય તો નવાઈ નહિ. મિસ્ટર દત્ત, તમે આવ્યા તે બહુ જ સારું થયું. હવે ચાલો આપણે બંને જઈએ, ને બે કે ત્રણ સારી સારી હોશિયાર નર્સોને રાખી લઈએ, ને બાર્થાને સમજાવીને છૂટી કરીએ—નહિ તો—નહિ તો, બાર્થાને જો એ રોગનો ચેપ લાગી ગયો, તો મારું શું થશે. ?'

આમ કહી ડોશી આંખે રૂમાલ લગાડી, ધ્રૂસકે ધ્રૂસકે રોવા લાગી.

મેં કહ્યું: 'ઠીક, ચાલો, જઈએ, મારી બેગ કૃપા કરી અહીં તમારા ઘરમાં રાખજો; પાછો આવીને ક્યાંક મુકામ નક્કી કરી એ લઈ જઈશ.'

ડોશીએ કહ્યું: 'લાવો બેગ, જરા દશેક મિનિટ રાહ જુઓ. હું

કપડાં બદલીને આવું છું. આપને માટે જરા ચા અને કંઈક નાસ્તો મોકલાવું ને?'

મેં કહ્યું: 'ના, આભાર. નાસ્તા પાણી મેં ગાડીમાં જ કરી લીધાં છે.'

ડોલી બેગ લઈને ગઈ.

હું એકલો બેઠો બેઠો વિચાર કરવા લાગ્યો: વીરેનને ધનપતિ સમજીને બાર્થાએ એને ફસાવ્યો છે એવું હું પહેલાં માનતો હતો તે હવે મારી ભૂલ લાગે છે. ખરેખરો પ્રેમ ન હોય તો કોઈ આવી રીતે પોતાની જિંદગી જોખમમાં નાખે નહિ એ વાત ચોક્કસ.'

દશ મિનિટ પછી, ડોશી નીચે આવી.

રસ્તામાંથી ગાડી કરી અમે દવાખાને જઈ પહોંચ્યાં.

હાઉસ સર્જન સાહેબને મળતાં તેમણે કહ્યું: 'ચેપાલની સ્થિતિ ઉત્તરોત્તર બગડતી જાય છે. બચવાની બહુ આશા નથી.'

બાર્થાની મા બોલી: 'મારી દીકરીનું શું થશે, દાકતર? એને બચાવવાનો કોઈ રસ્તો? ભગવાનના સમ, દાકતર, ગમે તેમ કરી મારી છોકરીને દરદીની પાસેથી કાઢી મૂકો. નહિ તો એ યે મરી જશે.'

દાકતરે કહ્યું: 'તે ઉંમર લાયક છે. પોતાની મેળે ન જાય તો અમે બળજબરીથી એને કેવી રીતે કાઢી મુકીએ?'

'એને ખૂબ બીક બતાવો. કહી દો, કે હવે તું જતી રહે, નહિ તો તું યે મરી જઈશ.'

દાકતરે કહ્યું : 'એ બીક પણ બતાવી ચૂક્યો, પણ કશું વળ્યું નહિ. એ તો કહે છે કે આ મારા પતિ છે અને હું હિંદુ છું. મારા પતિનું જો મરણ થાય તો હું મને હિંદુ વિધવા માનીશ, અને સતી થઇશ.'.

શ્રીમતી મેકજને નવાઇ પામી પૂછ્યું : 'આ વળી શું ? સતી થઇશ એટલે શું ?'

દાકતર સાહેબ સુશિક્ષિત માણસ હતા. હિંદુસ્તાનમાં સતી દહનનો રિવાજ જૂના વખતમાં કેવો હતો, તે ટૂંકમાં સમજાવીને તેમણે મારી સામે જોઈ પૂછ્યું: 'હું કહું છું તે બરાબર છે ને, મિસ્ટર દત્ત ?'

મેં કહ્યું; 'જી હા !'

આ સાંભળી શ્રીમતી મેકજન ભયથી થરથરી ગયાં.

તે બોલ્યા : 'Oh, how foolish ! How horrible ! (ઓહ ! કેવી મૂર્ખાઈ ! કેવું ભયંકર !) હાય હાય ! હવે શું થશે ! દાકતર ? દરદી મરી જાય, ને એની પાછળ મારી બાથો જીવતી બળી મરે તો મારું શું થશે ! છોકરી મારી એવી હઠીલી છે કે એ ન કરે તે ઓછું. એને રોકવાનો શું હવે કોઇ જ રસ્તો નથી, દાકતર ?'

દાકતરે કહ્યું: 'નથી કેમ ? આપણા કાયદા પ્રમાણે એનાથી બળી નહિ મરાય. આત્મહત્યા કરવાનું કરશે તો પોલિસ એને રોકશે.'

'Thank-God !'

આમ કહી વૃદ્ધાએ એક નિરાંતનો નિશ્વાસ નાખ્યો.

અમને ત્યાં રાખીને, દાકતર દરદીને જોવા ગયા.

પાછા આવીને એમણે મને કહ્યું: 'તમે આવ્યા છો જાણીને દરદીને ખૂબ આનંદ થયો છે. તેમને મળવું હોય તો ચાલો—પણ માત્ર અડધો કલાક.'

ચેપી રોગવાળાની પાસે કોઇને પણ લઇ જતા પહેલાં જે બધી સાવચેતીઓ લેવી પડે છે ને વિધિઓ કરવી પડે છે તે કર્યા પછી દાકતર મને ધીરેનના ખંડમાં લઇ ગયા.

તેનું આખું શરીર કામળામાં ઢાંકેલું હતું. -માત્ર મોં ઉઘાડું હતું. એ મોં પણ હું ઓળખી શક્યો નહિ. બળીયાના દાણાથી તે ભરાઇ ગયેલું હતું.

એને જોઇને મારી આંખોમાં પાણી આવ્યાં. પરંતુ દરદીના દૂખતાં રડવું સારું નહિ એમ સમજી મહામહેનતે મેં આવતાં આંસું ખાળી રાખ્યા.

દાકતર સાહેબે બાર્થાને કહ્યું: 'મીસ મેકજન, તમે એટલી વારમાં સ્નાન વગેરેથી પરવારી, તમારી માને મળી લો. તેઓ તમને મળવા બહુ અધીરાં થયાં છે.'

બાર્થા, ધીરેનની પથારી આગળ ઘુંટણિયે બેસી અતિ પ્રેમાળ અવાજે બોલી: 'તમે એટલી વાર તમારા મિત્રની સાથે વાતો કરો. પ્રિયતમ, હું હમણાં જ પાછી આવું છું.'

ક્ષીણકંઠે ધીરેને શું કહ્યું તે હું સાંભળી શક્યો નહિ.

બાર્થા ડાક્તર સાહેબની સાથે ગઈ.

મેં પૂછ્યું; 'કેમ છો, ધીરેન ?'

ધીરેને ક્ષીણ સ્વરે કહ્યું: 'હવે કેમ હોવાનું હતું, ભાઈ! મારો કાળ પાસે આવ્યો છે. બહુ બહુ તો એક દિવસ કે બે દિવસ !'

મેં કહ્યું: 'નોન સેન્સ! આવું શું બોલે છે! તું સાજો થઈ જઈશ. એક બે દિવસમાં જ તને આરામ થવા માંડશે.'

મોઢે આમ બોલ્યો ખરો, પરંતુ શબ્દોમાં બળ નહોતું.

ધીરેને કહ્યું: 'એવો સંભવ બહુ ઓછો છે. પરંતુ મારા ગયા પછી મારાં માબાપનું શું થશે? તમને તો બીજાં દીકરાદીકરીઓ છે, પણ બાર્થાનું શું થશે?'

મેં કહ્યું: 'તે તારી જેવી સેવા ચાકરી કરે છે એવી તો મા કે પત્ની વગર બીજું કોઈ કરી શકે નહિ.'

ધીરેને કહ્યું: 'એના કરતાં વધારે—વધારે. મેં તો ધારેલું કે મહિના પછી એને પરણીને સુખી થઈશ—તેને બદલે હમેશને માટે જુદા પડવાનું આવ્યું!'

હું નીચું માથું કરી મૂંગો મૂંગો બેસી રહ્યો.

છેવટે મેં કહ્યું: 'ભાઈ, છ મહિના પહેલાં તેં જ્યારે પહેલી વાત કરી, ત્યારે મેં એમને વિષે ખૂબ નિષ્ઠુર અને અપમાન-

કારક ઉદ્દગારો કાઢયા હતા. આજે મને લાગે છે કે એ મારી ભૂલ હતી—ભયંકર ભૂલ હતી. એ માટે હું તારી માફી માગું છું, ભાઇ !'

ધીરેને કહ્યું : 'આ દેશમાં મોટે ભાગે જેવું આપણે જોઇએ છીએ, તેવું જ તમે કહ્યું હતું, એમાં તમારો વાંક નથી. તમને ક્યાં કશી ખબર હતી ? અને, એનામાં આટલા ગુણ હશે, એની મને પણ તે વખતે ક્યાં ખબર હતી ? એને પરણીને દેશમાં લઇ જવાથી મારાં માબાપ સગાં સબંધી બધાં ગુસ્સે થશે એવું સાંભળીને એણે શું કહ્યું ખબર છે ? એ કહે, હું કંઈ ત્યાં આવી મેમની પેઠે રહેવાની નથી. તમારી બેનોનો ફોટો મેં જોયો છે. તેમણે જેવી સાડી પહેરી છે એવી હું પહેરીશ, કપાળે ચાંદલો કરીશ. હાથ વડે ખાઇશ, ઉઘાડા પગે ફરીશ—તો પણ શું એમનો પ્રેમ હું જીતી શકીશ નહિ ?—બધું પતી ગયું. સાડી, ચાંદલો, બંગડી બધુંયે પતી ગયું.'

બોલતાં બોલતાં ધીરેનની આંખોમાંથી ધગધગ આંસુ પડવા લાગ્યા.

દાકતર સાહેબે એટલામાં આવીને કહ્યું : 'મિસ્ટર દત્ત, અડધો કલાક થઇ ગયો. ઇચ્છા હોય તો ફરી મળવા આવજો.

ધીરેનની સામે જોઇ મેં કહ્યું: 'તો હવે હું જાઉં, ભાઇ !'

આમ કહી હું ઊઠી ગયો.

પરસાળમાં થઇને જતાં જોયું તો સ્નાનથી પરવારી બાર્થા, તપસ્વિની ગૌરીની પેઠે, દરદીના ઓરડામાં આવી રહી હતી. મેં તેના માનમાં ટોપી ઉતારી—માત્ર એટીકેટની ખાતર નહિ, પણ તેના પ્રત્યેના શ્રધ્ધા ભાવથી મારું હૃદય ભરાઇ ગયું હતું.

મૂગાં મૂગાં મેં મારી લાગણી એની આગળ વ્યકત કરી.

## : ૮ :

તે પછી માત્ર ત્રણ જ દિવસ ધીરેન હયાત રહ્યો. તેના મૃત્યુને થોડાક કલાક પહેલાં જ, એ ભયાનક ચેપી રોગે આર્થાના શરીરમાં દેખા દીધી.

મેં તે પહેલાં જ ધીરેનની ચેકબુકમાંથી બે ચેક ફાડી રાખ્યા હતા. એક અંત્યેષ્ટિ સંસ્કાર માટે અને બીજો આર્થાના નામે ધીરેનના મૃત્યુ પછી બીજે જ દિવસે, આર્થાનો ચેક ડાકતર સાહેબના હાથમાં મૂકી તેનું ઠીક લાગે તે કરવા માટે મેં તેમને કહ્યું હતું.

બીજે દિવસે હું આર્થાને જઈને મળ્યો.

આર્થાએ પૂછ્યું : 'તમે ક્યારે લંડન જાઓ છો ?'

મેં કહ્યું, 'તમે સાજા થાઓ, પછી હું જઈશ.'

આર્થા જરાક ધીમું હસી.

તે બોલી : 'ધીરેનનું કૉફીન સારી જગાએ રાખ્યું છે ને ?'

'હા,'

'જુઓ, હું મરી જાઉં તો મને પણ કબરમાં દાટવાની નથી. મને પણ બાળજો. અને—સમજ્યા ?'

મેં કહ્યું; 'સમજ્યો—પ્રભુ કરે ને મારે એવું ન કરવું પડે. તમે સાજાં થઇ જાઓ.'

બાર્થા બોલી; 'તેઇએ હવે ઇશ્વરની શી મરજી છે ! જુઓ, ધીરેનનો પેલો ચેક છે ને; હું જો જીવતી હોઇશ તો એ લઇશ. અને જો ન જીવતી હોઉં તો એ રૂપિયા આ દવાખાનામાં ધીરેનના સ્મરણાર્થે આપતી જઇશ. દાકતર સાહેબને મેં એ પ્રમાણે કહ્યું છે.'

રોજ હું બાર્થાની ખબર કાઢવા જતો. સાતમે દિવસે બાર્થાનો આત્મા તેના પ્રિયતમના આત્માની પાછળ અનંતને માર્ગે છૂટયો.

બીજે દિવસે, રાતની ગાડીએ, ગાડીમાં એક જ ડબામાં બે કૉફિન જોડાજોડ ગોઠવીને મુકાવી, હું લંડન લઇ ગયો. ક્રેમેટોરિયમ (શબને અગ્નિદાહ દેવાનું સ્મશાન)ના વ્યવસ્થાપકને મેં પહેલેથી જ તાર કરીને ખબર આપ્યા હતા.

બપોર પછી હું લંડન પહોંચ્યો. સ્ટેશને તેમની શબવાહક ગાડી ખડી હતી. તે ગાડીમાં બંને કૉફિનને ચડાવી, હું તે સ્મશાનમાં લઇ ગયો. પછી ત્યાં એક લોખંડની ઓરડીમાં બંને કૉફિનને જોડાજોડ ગોઠવી, હું ફૂલ ખરીદી લાવવા ગયો.

પાછા ફરતાં સાંજ પડી ગઇ. સો એક રૂપિયાનાં ફૂલ અને માળાઓ લઇ આવ્યો હતો. બંને કોફિનને તે વડે શણગારી દીધાં. પછી ઓરડાનાં લોખંડનાં બારણાં બંધ થયાં વ્યવસ્થાપકે વીજળીઘરમાં પ્રવેશ કરી સ્વીચ દાબી દીધી.

'આજે તમારી ફુલશય્યા હજો !'

આમ કહી, આંખે રૂમાલ દાબતો, દારૂડિયાની પેઠે ડોલતો ડોલતો હું ત્યાંથી ચાલી ગયો.

*　　　*　　　*

દત્ત સાહેબે વાત પૂરી કરી, ત્યારે રાતનો એક વાગ્યો હતો.

'બાપ જોય ! —મધરાત થઇ ગઇ? આમ કહી શ્રોતાઓ ઊઠયા. પછી સૌઓ નીચે ઊતરી, પોતપોતાની મોટરમાં ચડી ઘર તરફ પ્રયાણ કર્યું.

# વરવિક્રયનો વિરોધી

## : ૧ :

### વકીલની નોટિસ

સાંજે અદાલતમાંથી પાછા આવ્યા પછી, પ્રૌઢ વયના વકીલ શ્રી શ્યામાચરણ ચટ્ટોપાધ્યાય મહાશય, મેડા ઉપર પોતાના શયનગૃહમાં પ્રવેશ કરીને, એક હાથે ભાંગેલી ખુરશી ઉપર લાંબા થઈ પડયા. કોટનાં બટન ખોલવાની પણ આજે જાણે તેમના શરીરમાં તાકાત નહોતી.

ગૃહિણીએ રસોડામાંથી જ પતિનો પગરવ સાંભળ્યો હતો. તે વખતે તેઓ લોટ બાંધતાં હતાં, અને મોટી દીકરી કમળા તેમની પાસે બેસીને શાક સમારતી હતી. લોટ બાંધતાં પાંચેક મિનિટ લાગી હશે. પછી ગૃહિણીએ હાથ ધોઈ, ચાનું પાણી મૂક્યું, અને

કમળાને એક રોટલી શેકી કાઢવાનું કહી તેઓ પતિની પાસે આવી ઊભાં.

પતિના વિચિત્ર હાલ જોઇ ગૃહિણીએ કહ્યું: 'હં રે, હજી કપડાં બદલ્યાં નથી?'

શ્યામાચરણ બાબુએ મૂગા મૂંગા માથું હલાવ્યું.

ગૃહિણીએ શંકાશીલ સ્વરે પૂછ્યું: 'હં રે, આમ કેમ બેસી રહ્યા છો? શરીર તો સારું છે ને?'

બોલતાં બોલતાં તેમણે પતિના કપાળે હાથ દબાવી જોયો, ના, તાવ નહોતો.

શ્યામાબાબુએ ક્ષીણ સ્વરે કહ્યું: 'શરીર તો સારું જ છે.'

'તો પછી આમ કેમ થઇને બેઠા છો? આજે શું બહુ થાક લાગ્યો છે? અદાલતમાં બહુ કામ હતું?'

છેલ્લા શબ્દો સાંભળીને શ્યામચરણના હોઠના ખૂણામાં મંદ હાસ્યની રેખા ફરકી ગઈ– એ દુઃખનું હાસ્ય હતું. આજે વીસ વીસ વરસથી તેઓ વકીલાત કરતા હતા, પણ અસીલોની ભીડથી શ્વાસ રૂંધાવાનો કદી યે પ્રસંગ આવ્યો નહોતો.

તેમણે પત્નીના સવાલનો કંઇ જવાબ દીધો નહિ. ધીમે ધીમે ઊઠીને તેમણે બટન ખોલી, કોટ કાઢી સ્ત્રીના હાથમાં આપ્યો. પછી નીચા વળી જોડાની દોરી છોડતા જતા હતા, ત્યાં ગૃહિણીએ કહ્યું: તમે રહો, રહો, હું છોડી દઉં છું.'

પત્નીની મદદથી કપડાં બદલવાનું કામ પુરું કરી શ્યામબાબુએ કહ્યું: 'સમાચાર બહુ ખરાબ છે; હંસરાજ સુન્દરમલવાળાઓએ વકીલની મારફત નોટિસ આપી છે કે એક મહિનામાં જો એમના રૂપિયા ભરપાઇ કરવામાં નહિ આવે તો તેઓ કાયદેસર પગલાં ભરશે.'

આમ કહી શ્યામાબાબુએ ઊંડો નિસાસો નાખ્યો.

ગૃહિણીએ કહ્યું: 'ઓહો! તો એની અત્યારે ચિંતા કરવાથી શો ફાયદો છે, કહો! હજી એક મહિનો વચમાં છે, તે વખતે જે **થવાનું** હશે તે થશે. ઊઠો, હાથ મોં ધૂઓ, હું એટલામાં ચા લઇ આવું છું.'

'ઊઠું.'

એમ કહી શ્યામાચરણ ટુવાલ ખભા પર નાખી નીચે ઊતરી ગયા.

શ્યામાચરણ બાબુની ઉંમર તે વખતે પચાસની આસપાસ હતી. હાલીશહર ગામમાં તેઓ રહેતા હતા. દરરોજ નૌકામાં ગંગા પાર કરી, ચુંચુડા મુકામે અદાલતમાં વકીલાત કરવા જતા હતા. તેમને એક પુત્ર હતો, ને બે પુત્રી હતી. પુત્ર સુરેન્દ્રનાથની ઉંમર ૨૨ વરસની હતી. હુગલીની કૉલેજમાંથી બી. એ. પાસ થઇ બે વરસ થયાં તે કલકત્તામાં કાયદાનો અભ્યાસ કરતો હતો. મોટી છોકરી સગર્ભા હતી અને મહિનો થયાં પિયરમાં આવી રહી હતી. નાની સરલા સાસરે જ હતી.

બે દીકરીઓને પરણાવીને શ્યામાચરણ બાબુ દેવામાં ડૂબી ગયા હતા. હુગલીના હંસરાજ સુન્દરમલ નામે મારવાડી શાહુકારની

પાસેથી લખત કરી ત્રણ હજાર રૂપિયા તેમણે વ્યાજે લીધા હતા. મુદ્દલ તો દૂર રહ્યું પણ તેનું વ્યાજ પણ દરેક મહિને તેઓ નિયમિત ભરી શક્યા નહોતા. એટલે અત્યારે રકમ ચારેક હજાર પર જઈને ઊભી હતી. શ્યામ બાબુ જે કંઈ કમાતા હતા, તેમાંથી કુટુંબકબીલાનું ખર્ચ, તથા કલકત્તામાં ભણતા દીકરાનું ભણતરનું ખરચ જતાં, શાહુકારનું દેવુ વાળવા ખાતે ભરવાનો કંઈ જ બાકી રહેતું નહોતું. હવે એક મહિનામાં ચાર હજાર રૂપિયા ક્યાંથી લાવીને આપવા?

રાતે વાળુ પછી, પતિ પત્ની વાતચીત કરતાં હતાં.

પતિએ કહ્યું: 'લોકો મને કહે છે કે તમારે વળી રૂપિયાની ચિંતા કેવી? બી. એ. પાસ થયેલો તમારો દીકરો છે, એને પરણાવી દો, તો હમણાંજ ઘરમાં કંઈ નહિ તો પાંચ હજાર રૂપિઆ આવી જશે!'

ગૃહિણીએ કહ્યું: લોકો તો કહે જ ને! આજ કાલ બજારમાં બી. એ. પાસ થયેલા છોકરાની કિંમત કમમાં કમ પાંચ હજાર રૂપિયા છે? પરંતુ છોકરો ક્યાં માને છે! એ જ દુઃખ થયું છે તો!'

પતિએ કહ્યું: 'છોકરના હા કહે તો હમણાં કંઈક થાય. કોન્નગરના મુખુજ્જેની પેલી છોકરી હજી કુંવારી છે. આ શનિવારે તું સુરોને બોલાવજે! ફરી જરા સમજાવી પટાવી જો. ઘરેણાં, કપડાં લત્તાં ઉપરાંત પાંચેક હજાર રૂપિયા આપવાનું તો તેઓ હજી યે કહે છે— ખેંચીતાણીને સાડાપાંચ કે છ હજાર પણ કરી શકાય: બાપની આવી સંકડામણની વાત સાંભળીને યે શું એનું દિલ નહિ પીગળે?'

ગૃહિણી બોલી: 'આમ તો માતૃભક્તિ પિતૃભક્તિનો પાર નથી; પરંતુ આ વાત કાઢીએ છીએ કે કાને હાથ દઈ ઊઠે છે! આ એનો મોટો દોષ છે.'

પતિએ કહ્યું: 'ભક્તિ બક્તિ કંઈ નહિ—બધું બોલવાનું છે—બોલવાનું! આજકાલનાં છોકરાં બધાં જ એવાં છે! જીભના જોરાવર, ગમે તેને તોડી પાડે, પરંતુ કામને વખતે પોલંપોલ!'

પતિનો પુત્ર વિષેનો આ અભિપ્રાય સાંભળીને પત્નીને મનમાં જરા આઘાત લાગ્યો. તેણે કહ્યું: 'પરંતુ એનું કહેવું પણ કંઈ ખોટું તો નથી! કાલે વખતે આવ્યો ત્યારે મને કહે, જુઓ મા, આ વરના પયડણના રિવાજને લીધે મધ્યમ વર્ગના બંગાળી ગૃહસ્થોની બહુ બૂરી દશા થઈ છે. જે છોકરીનો બાપ ગરીબ હોય, તેનું તો આવી બન્યું સમજવું! દેશની આ દુર્દશા દૂર કરવા માટે અમે કોલેજના છોકરાઓએ મળીને એક મંડળ કાઢ્યું છે; કેટલાં ભાષણો આપીએ છીએ, છાપાંમાં કેટલા લેખો છપાવીએ છીએ, કેટલાયે છોકરાઓને સમજાવી કરી પ્રતિજ્ઞાપત્રમાં સહી કરાવીએ છીએ,—બધાએ ભેગા થઈને મને એ મંડળનો મંત્રી બનાવ્યો છે. હવે જો હું જ એ પ્રતિજ્ઞાનો ભંગ કરી લગ્ન કરું, તો પછી સમાજમાં મારે મોઢું દેખાડવાનું રહે ખરું?' આપણી અવસ્થા બહુ ખરાબ છે એ ખરું, પણ છોકરાનું કહેવું શું ખોટું છે, કહો!'

પતિએ કહ્યું: 'એ તો હુંયે બધું સમજું છું. પરંતુ બાપના આ અપમાન કરતાં પણ, લોકોમાં એનું મોઢું દેખાડવું ભારે થઇ પડે એનું દુઃખ વધારે છે એમ?'

ગૃહિણી આ સવાલનો કંઇ સરળ ઉત્તર આપી શકી નહિ.

ગમે તેમ, પણ છેવટે એમ નક્કી થયું કે શનિવારે ઘેર આવવા માટે સુરેનને ખૂબ આગ્રહભર્યો કાગળ લખવો, અને તે કાલે જ લખવો.

પહેલાં સુરેન દરેક શનિવારે નહિ, તો એક શનિવાર પડતો મૂકી બીજા શનિવારે ઘેર આવતો જ. પણ હમણાંનો એ 'વિવાહ પચકણ વિરોધી મંડળ'નો મંત્રી થયો હતો, એટલે એને ભાગ્યે જ વખત મળતો હતો. ખૂબ ઉત્સાહપૂર્વક મંડળનું કામકાજ ચાલી રહ્યું હતું. તેથી હવે તે મહિને એક વાર માત્ર ઘેર આવી શકતો. દર અંગ્રેજી મહિનાના પહેલા શનિવારે તે ઘેર આવતો; માતાપિતાને મળવાનું પણ થતું, ને માસિક ખરચના પૈસા પણ લઇ જતો.

: ૨ :

## યુવકને કર્તવ્યનું ભાન

શનિવારે સાંજની ગાડીએ સુરેન ઘેર આવી પહોંચ્યો. તે દિવસે તો માએ તેને કશું જ કહ્યું નહિ. બીજે દિવસ સવારે નહાઇ ધોઇને પૂજા પાઠ કરવા બેસતી વખતે તેમણે પુત્રને બોલાવ્યો.

સુરેન માની પાસે આવી જિજ્ઞાસુ નજરે તેમની સામે જોઇ રહ્યો.

ગૃહિણીએ પોતાના આસન હેઠળથી વકીલની નોટિસ બહાર કાઢી છોકરાના હાથમાં મૂકી કહ્યું : 'વાંચ !'

સુરેને નોટિસ વાંચી માના હાથમાં પાછી આપી કહ્યું : 'એમ ! હવે ?'

માએ કહ્યું : 'તું બેટા ડાહ્યો દીકરો છે. તું જ રસ્તો કર.'

સુરેન નિરાશાભર્યા અવાજે બોલ્યો: 'હું શું ઉપાય કરું, મા?'

માએ કહ્યું: 'કાન્નગરના મુખુજ્જેની પેલી છોકરીની સાથે તું લગન કરે તો હમણાં જ પાંચ હજાર રૂપિયા રોકડા હાથમાં આવે.'

સુરેને કહ્યું: 'પરંતુ મા, મેં તો પ્રતિજ્ઞા લીધી છે કે'—

પુત્રને બોલતો અટકાવી માએ કહ્યું: 'મને એ ખબર છે. વિવાહ પયડણ વિરોધી મંડળનો તું મોટો આગેવાન છે, અને હવે તું પયડણ લઈને પરણે તો લોકોમાં મોં બતાવી શકે નહિ. એ બધું યે હું સમજું છું. પરંતુ આ તરફ તને જન્મ દેનારા—તારા મહાગુરૂ પોતે પેટે પાટા બાંધીને, તને ખવડાવી, આટલો મોટો કર્યો, પોતાના લોહીનું પાણી કરી તને પાળી પોષી માણસ બનાવ્યો, તેમને શું તારે દેવાના વાંકે જેલમાં બેસાડવા છે! બાપ જેલમાં જાય તો લોકોમાં છોકરાની આબરૂ વધશે, એમ તું માને છે, બેટા?'

સુરેન થોડી વાર નીચું માથું કરી બેસી રહ્યો, વિચાર કરીલીધા પછી તેણે માથું ઊંચું કરી કહ્યું: 'બીજો કોઈ જ રસ્તો નથી શું?'

માએ કહ્યું: 'બીજો કોઈ જ રસ્તો નથી. કમળાના લગન પછી મારાં જે થોડાં ઘણાં ઘરેણાં બાકી હતાં તે પણ સરલાના લગન વખતે ખલાસ થઈ ગયાં, એ તું જાણે છે. હાથમાં હવે જે આ બે બંગડીઓ રહી છે એટલું છે. કયાંક કોઈને ઘેર સારે માઠે અવસરે જવાનું થાય છે તો મારું માથું કપાઈ જાય છે—વકીલની ઘરવાળી, અને એની આવી દશા! પરંતુ એ વાત કરીને શું? મૂડીમાં આ ઘર છે?' પણ ગામડાગામમાં ઘર એટલે કાંઈ નહિ. વેચીએ તો બહુ બહુ તો એક હજાર રૂપિયા હાથમાં આવે. અને આ વાસણ કુસણ, પેટી

પુતાન તરફ ગયા હતા. વચમાં માત્ર એક જ વખત પાછા દેશમાં આવ્યા હતા, એ વાતને યે આજે દશથી બાર વરસ થઇ ગયાં.

આ ઉમાચરણ શ્યામાચરણના બાળગોઠિયા હતા અને બંને સાથે ભણતા હતા. નામના સરખાપણાને લીધે બંને નાનપણથીજ મિત્રો બની ગયા હતા, હવે બંને વૃદ્ધ થયા હતા, ને બંનેના માથાના વાળ ધોળા થયા હતા. તેમ છતાં બંને વચ્ચે હજી એ મિત્રભાવ કાયમ હતો.'

ઉમાચરણે ધીમે ધીમે શ્યામાચરણની સાંસારિક પરિસ્થિતિ બધી જાણી લીધી. એ સાંભળી એને બહુ દુઃખ થયુ. મિત્રની સાથે તેણે કંઈકેક ખાનગી વાટાઘાટ કરી લીધી. સુરેન દશ અગિયાર વરસનો હતો ત્યારે તેમણે તેને એક વખત જોયો હતો. હવે એક દિવસ કલકત્તા ગયા, અને ગુપ્ત રહીને ફરી સુરેનને જોઇ આવ્યા. તેના સ્વભાવ અને ચારિત્ર વિષે પણ ખાનગીમાં તેમણે બધી બાતમી મેળવી લીધી. તેમની ખાતરી થઈ કે એનું ચારિત્ર નિષ્કલંક છે.

પાછા આવ્યા પછી ઉમાચરણે કહ્યું: 'દોસ્ત, તારા છોકરાને જોઇ આવ્યો. મને તો પૂરેપૂરો ગમી ગયો છે. તો હવે તું મારી અમલાનું તેની સાથે નક્કી કર—તારા છોકરાને શોભે તેવી જ એ છોકરી છે.'

શ્યામાચરણે કહ્યું: 'તો પછી પેલી ગોઠવણ નક્કી છેને? છોકરીને પહેરેલે લુગડે પરણાવ તારે કન્યાદાન દેવાનું. પછી બીજે દિવસ ગુપચુપ આવીને હું રૂપિયા લઈ જઇશ. દેવું પણ વાળી નાખીશ, અને વહુ માને ઘરેણાં પણ ઘડાવી આપીશ.'

ઉમાચરણ થોડીવાર વિચારમાં પડયા. પછી બોલ્યા: 'એ તો જાણે થયું, પણ તારૂં દેવું ચૂકતે થઈ ગયું છે અને તું વહુનાં ઘરેણાં ઘડાવે છે એ રૂપિયા આવ્યા ક્યાંથી એ જાણતાં છોકરાને શું વાર લાગવાની છે એમ તું સમજે છે! એ વખતે જો એ વંકી બેસે તો! કહે કે મને છેતરી પરણાવ્યો છે, માટે આ સ્ત્રીનો હું સ્વીકાર કરતો નથી, તો?'

શ્યામાચરણે કહ્યું: 'ના–ના, એવું તે એ કરે ખરો?'

'એકવાર લગન થઈ ગયા પછી, પરણેલી સ્ત્રીને એ કાઢી મૂકે ખરો? આટલું ભણ્યો ગણ્યો છે, એટલું કર્તવ્ય જ્ઞાન પણ નહિ હોય!'

ઉમાચરણે કહ્યું: 'કોણ જાણે ભાઈ, આજકાલના છોકરાઓનું કર્તવ્યજ્ઞાન બહુ ભયંકર હોય છે! તેઓ કોને કર્તવ્ય સમજે છે ને કોને કર્તવ્ય નથી સમજતા તે સમજવું મારા તારા જેવા જૂના જમાનાના માણસોને માટે મુશ્કેલ બની ગયું છે! કર્તવ્ય સમજીને જે છોકરો બાપને જેલમાં મોકલવા તૈયાર થઈ ગયો, તે સ્ત્રીને કાઢી મૂકે તો તેમાં નવાઈ પામવા જેવું શું છે?'

આ વખતે ટપાલી આવીને એક કાગળ આપી ગયો. સુરેનનો કાગળ હતો. સુરેને એમાં લખ્યું હતું કે આવતી ૨૨ મી એપ્રિલથી લો કોલેજમાં ઉનાળાની રજાઓ પડે છે. અને જે કંપનીમાં તે નોકરી કરે છે, તે કંપનીએ દાર્જિલિંગમાં પોતાની એક શાખા ઉઘાડવાનું નક્કી કર્યું છે. નાના શેઠની સાથે મારે પણ દાર્જિલિંગ જવાનું છે ને મહિનો માસ ત્યાં રહેવાનું છે. તેથી રજાઓમાં ઘેર આવી શકાશે નહિ. વગેરે—

કાગળ વાંચી ગૃહિણીનું માથું ભમવા લાગ્યું. તેમણે પછી પતિને એ કાગળ વંચાવ્યો. કાગળ વાંચી શ્યામ બાબુ ધ્રુજતા કંપતા સ્વરે બોલ્યાઃ 'ગયો તો છો ગયો ! મારા નસીબમાં હશે તે થશે ! પણ હવે ઘેર પૈસા લેવા આવે તો કહી દેજે કે મારાથી તારું ખરચ પૂરું નહિ પડે. ખવડાવી પીવડાવી તેને આવડો મોટો કર્યો. ભણાવ્યો ગણાવ્યો, હવે એને જે કરવું હોય તે કરે.'

ગૃહિણી રોતાં રોતાં ત્યાંથી ચાલી ગઇ.

બીજે મહિને પહેલા શનિવારે સુરેન રૂપિયા લેવા આવ્યો નહિ, એટલે પૈસા નહિ મળે એવું એને કહેવાનો સવાલ જ રહ્યો નહિ.

કલકત્તાથી સુરેને પિતાને કાગળ લખ્યો—

'પિતાજી,

હું આપનો કૃતઘ્ન દીકરો છું, પરંતુ આપની આજ્ઞાનું પાલન ન કરી શકવાને લીધે હું કેવી મનોવ્યથા અનુભવી રહ્યો છું તે કેવળ મારું મન જાણે છે. વળી, આપની આવી સંકડામણના સમયે મારા ભણતરના ખરચ માટે આપને ચિંતા કરાવવી એ મને યોગ્ય લાગતું નથી. એથી થોડાક દિવસ ફરીને એક વેપારીની ઓફિસમાં મેં માસિક ૪૦ રૂપિયાના પગારની કારકુની શોધી કાઢી છે—એ રકમમાંથી મારું પૂરું થઇ જશે. આપને અને મારાં પૂજ્ય માતુશ્રીને શત શત પ્રણામ કરું છું, અને કર્તવ્યના માર્ગે હું સ્થિર રહી શકું એવા આશીર્વાદ માગું છું, હું આપની ક્ષમાને પાત્ર નથી તે જાણું છું. તો પણ ક્ષમા માગું છું.

લિ. શ્રી સુરેન

આ પછી થોડા દિવસે શ્યામાચરણે આવી સ્ત્રીને જણાવ્યું કે હંસરાજ સુન્દરમલવાળા વકીલે, પોતાના અસીલને સમજાવી પટાવી, દેવું વાળવાની મુદત એક મહિનાને બદલે છ મહિનાની કરી આપી છે.

ગૃહિણીએ કહ્યું: 'ઠીક થયું! પરંતુ છ મહિનામાંયે ચાર હજાર રૂપિયા આવવાના છે કયાંથી!'

શ્યામાચરણે કહ્યું: 'જોઉં છું, ભગવાન શું કરે છે!'

ગૃહિણીએ કહ્યું: 'કલિયુગમાં ભગવાનનો ન્યાય જો ચાલતો હોત તો પછી ચિંતા ક્યાં હતી!'

'થાય તે ખરું.'

કહી શ્યામચરણબાબુ જતા રહ્યા.

## : ૩ :

## મિત્રમિલન

ભગવાન ન્યાય કરે કે ન કરે, પણ પ્રજાપતિએ તો એક ભારે ગમ્મત કરી.

હાલી શહેરવાળા ઉમાચરણ ચૌધરી મહાશય રાજપુતાનાના કોઈ એક નાનકડા દેશી રાજ્યમાં ભારે પગારે ચિફ જસ્ટિસ કે એવા કોઈ મોટા ન્યાયપદ પર હતા. થોડા દિવસ થયાં, તેઓ પોતાની ચૌદ વરસની દીકરી અમલાનું લગન કરવાના હેતુથી રજા લઈને કુટુંબ સાથે વતનમાં આવ્યા હતા.

૨૫ વરસ પહેલાં ઉમાચરણ વકીલાત કરવાના ઇરાદાથી રાજ-

પટારા, ગોદડાં, ધાબળા, બધુંયે વેચી નાખીએ તોયે કેટલું હાથમાં આવે?'

બોલતાં બોલતાં ગૃહિણીની આંખો ભરાઈ આવી, અવાજ ભારે થઈ ગયો.

સુરેને કહ્યું: 'એ હું નથી કહેતો, પણ ક્યાંકથી ઉછીના મળે તો—'

'ઉછીના, પણ આપે કોણ ભાઈ? એવી આપણી પાસે કંઈ મિલકત છે કે એ જોઈને કોઈ આપણને પૈસા ધીરે? વળી જેની પાસેથી લઈએ, તે જાણવાનો તો ખરો જ કે એના જ જેવા બીજા શાહુકારની પાસેથી આપણે રૂપિયા વ્યાજે લીધા છે પણ ચાર પાંચ વરસ થયાં તોયે એનો એક પૈસો પણ ભરી શક્યા નથી, અને એ શાહુકારે નોટિસ આપી છે એટલે આપણે એની પાસેથી રૂપિયા લેવા નીકળ્યા છીએ.'

સુરેન કંઇ બોલ્યો નહિ.

થોડીવાર પછી મા બોલી: 'તું સુપુત્ર છે, તારું જે કર્તવ્ય હોય તે તું કર, ભાઈ! પિતાના સત્યનું પાલન કરવા માટે રામચંદ્ર વનમાં ગયા હતા. તો પછી તું તારા પિતાને જેલમાંથી છોડાવવા માટે લગ્ન કરે એમાં તે શું એવું ભારે કામ છે? છોકરી મેં જોઇ છે, ઘર અજવાળે એવી છે. ઊંચા કુળમાં જન્મેલી છે, બધી વાતે સમજુ છે. જેવી જોઇએ તેવી છે. હવે ના ન પાડ ભાઈ, હા કહે, આ વૈશાખ બેસતાં જ શુભ કાર્ય સમાપન કરી નાખીએ.'

'ઠીક મા, હું વિચાર કરી જોઈશ.' કહી, એક ઊંડો નિ:શ્વાસ નાખી સુરેન ઊઠી ઊભો થઈ ગયો.

કલાકેક પછી, શ્યામાચરણ બાબુએ અંતઃપુરમાં આવી સ્ત્રીને પૂછ્યું; 'છોકરાએ શું કહ્યું.?'

પુત્રની સાથે થયેલી વાતચીત બધી ગૃહિણીએ પતિને કહી સંભળાવી. તે સાંભળી પતિએ કહ્યું; 'મન પીગળ્યું લાગે છે; હા પાડશે! તને કેમ લાગે છે?'

ગૃહિણીએ કહ્યું: 'મા મારી દયા કરે! એવું બને! હું તને પગે પડું, મા, છોકરાને સદ્બુદ્ધિ આપ!'

સાંજે પતિએ પૂછયું: 'છોકરાએ કંઈ જવાબ આપ્યો?'

ગૃહિણીએ જવાબમાં કહ્યું: 'ના. હજી કશું બોલ્યો નથી. કાલે કલકત્તા જતી વખતે કહેતો જશે એમ લાગે છે.'

સોમવારે સવારે ગૃહિણી પુત્રને ઘરમાં ન જોઈ તેને શોધવા ગયાં તો તેની પથારીમાંથી તેમને એક કાગળ મળ્યો. કાંપતા હાથે કાગળ લઈ ઉઘાડી તેમણે વાંચવા માંડ્યો—

'મા,

હું તમારો અધમ દીકરો છું, કારણ કે તમારી આજ્ઞા પાળી શકતો નથી. આખો દિવસ, આખી રાત, મેં મનમાં મનમાં યુધ્ધ ચલાવ્યું છે. અને ખૂબ ઘાયલ થયો છું. જે આદર્શને મેં જીવનવ્રત તરીકે સ્વીકાર્યો છે, તેમાંથી હું કોઈ રીતે પાછો પડી શકું તેમ નથી;–જીવ જાય તો ભલે. કરી શકો તો મને ક્ષમા કરજો. સવારની ગાડીએ કલકત્તા જાઉં છું.' એજ,

લિ. છોરૂ

શ્રી. સુરેન.

કાગળ વાંચી શ્યામાચરણે તે મિત્રના હાથમાં મૂક્યો.

કાગળ વાંચી ઉમાચરણે કહ્યું : 'સારું થયું!'

શ્યામાચરણે પૂછ્યું ; 'શું સારું થયું?'

'રહો, જરા વિચાર કરી જોઉં, પછી તને કહીશ.'

એમ કહી હસતો હસતો તે જતો રહ્યો.

: ૪ :

કેટલાક પત્રોના ઉતારા

: ૧ :

દાર્જીલિંગ
વૈશાખ વદ ૧૦

પ્રિય મિત્ર,

અમે સૌ ગઇ કાલે કુશળતાપૂર્વક દાર્જીલિંગમાં આવી પહોંચ્યા છીએ; અને સેનેટોરિયમમાં મુકામ કર્યો છે, એકાદ બે દિવસમાં ઘર લેશું, સુરેન ભાઈને શોધી કાઢવાનો હજી વખત મળ્યો નથી. વખતો વખત તમને બધી બિના જણાવતો રહીશ, મારાં ભાભીને મારા પ્રણામ કહેશો, અને કમલાને સ્નેહાશીર્વાદ કહેશો. એજ.

લિ. તમારો મિત્ર,
ઉમાચરણ

: ૨ :

દાર્જિલિંગ
વૈશાખ વદ ૧૩

પ્રિય મિત્ર,

ગઈ કાલે સાંજે ફરવા નીકળ્યો હતો ત્યાં સુરેનનો ભેટો થઈ ગયો. ઓળખાણ કાઢી, નવાઈ પામવાનો ઢોંગ કરી મેં કહ્યું: 'હું, તું હાલીશહેર વાળા શ્યામાચરણનો દીકરો છે? મારું ઘર પણ હાલીશહેરમાં છે. અને તારા બાપા મારા લંગોટિયા દોસ્ત છે.'

તેને સાથે લઈને હું મારા મુકામે આવ્યો. શું દેખાડવું, ને શું ન દેખાડવું તે વિષે ગૃહિણીને મેં પહેલેથી જ બધી સૂચના આપી રાખેલી હતી. એટલે રાતે તેણે સુરેનને વાળુ કરીને જવાનો આગ્રહ કર્યો. સુરેને પણ હા પાડી. અમલાની સાથે પણ તેનો પરિચય કરાવી દીધો. અમલાએ કાલે એક ગીત ગાઈ સંભળાવ્યું હતું તે સાંભળી સુરેન બહુ ખુશ થયો હતો, એમાં સંશય નહિ. આવતી કાલે સાંજે તેને મેં ચાપાણીનું નિમંત્રણ આપ્યું છે. અને એમ પણ કહ્યું છે કે ચા પાણી પછી આપણે બધાંયે સાથે ફરવા જઈશું.

× × ×

: ૩ :

દાર્જિલિંગ
જેઠ સુદ ૧

પ્રિય મિત્ર,

સુરેન લગભગ દરરોજ સાંજે અહીં આવે છે ને ચા પીએ છે. કોઈ-કોઈવાર સાંજનું વાળુ પણ અહીંજ કરી લે છે. આ વાત મેં અગાઉ

તને પત્રમાં જણાવી પણ છે. સુરેન આવે નહિ, ત્યાં લગી દીકરી અમલા પણ એની રાહ જોતી બેસી રહે છે. તેમ છતાં મોં પર બિલકુલ ભાવ દેખાવા દેતી નથી. તારો છોકરો પણ, ભાઈ, ઓછો નથી અમલાને ઘરમાં ન જુએ તો એનું ક્યાંય મન ઠરતું નથી. એક દિવસ અમારું શરીર સારું નથી કહી મેં સુરેનની સાથે અમલાને ફરવા મોકલી હતી. બંનેને એકલાં ફરવાનું મળશે એ સાંભળી, મનમાં તો એવાં ખુશ થયાં, પણ મનનો આનંદ બહાર ન દેખાઈ જાય તે માટે બંને એવી તનતોડ કોશીશ કરવા લાગ્યાં કે શું વાત કરું તને! એ દૃશ્ય જોવા જેવું હતું! એ લોકો સમજે છે કે આપણે ઘરડીઆ આમાંનું કશું યે સમજતાં નથી, આપણને કશો વહેમ પણ નથી. પણ એ બે જણાં બહાર ફરવા નીકળ્યા એટલે અમે તો ઘરમાં એવાં હસ્યાં છીએ!

હં, એક વાત તને કહેવી ભૂલી ગયો છું. થોડાક દિવસ પહેલાં અમે બાર્ચહિલ ફરવા ગયા હતા, સૌ જાણી જોઈને એમનાથી વિખૂટા પડી જઈ અમે ઘેર પાછાં આવતાં રહ્યાં. કલાકેક પછી એ લોકો પાછાં આવ્યાં. તે વખતે અમારા મોં પર મજાક મશ્કરીનું એવું મોજું ફરી વળ્યું હતું કે તેને ભૂંસી નાખી, ફીકર ચિંતાનો ભાવ મોં પર લાવતાં અમને ખૂબ જ તકલીફ પડી હતી.

× × ×

: ૪ :

દાર્જિલિંગ

જેઠ સુદ ૧૨

પ્રિય મિત્ર,

જઈ કાલે સુરેને મારી પાસે આવી અમલાના હાથની માગણી

કરી છે. મેં કહ્યું: 'ભલે, તો તે વિષે હું તારા બાપને કાગળ લખું છું.'

તેણે કહ્યું: 'બાપાને કાગળ લખશો તો તેઓ તરત જ તમારી પાસે રૂપિયા માગશે!'

મેં કહ્યું; 'ભલે માગતા, હું આપનારો બેઠો છું. વગર પૈસે આજકાલના બજારમાં કોઇની છોકરી પરણી સાંભળી છે?'

તેણે કહ્યું: 'બાપા જો રૂપિયા લેશે, તો મારાથી લગન થઇ શકશે નહિ. આપ જો અમલાને પહેરેલે કપડે, કંકુને ચાંદલે પરણાવી શકતા હો તો હું પરણવા તૈયાર છું.'

આ સાંભળી કૃત્રિમ રોષ કરી મેં કહ્યું: 'શું કહ્યું! મને આવી શીખામણ દેનારો તું કોણ? શું હું મારી છોકરીને પહેરેલે કપડે કંકુને ચાંદલે પરણાવી દઉં એમ? મને શું તું હાલીમવાલી સમજે છે? તારા મનથી તું મને રસ્તાનો ભિખારી સમજે છે, કાં?'

આ ધમકીથી છોકરો હબકી ગયો, ને બચાવ શોધતો બોલ્યો. 'ના, ના, એવા ભાવથી હું બોલ્યો નથી. આપ અમસ્તો ગુસ્સો કરો છો. પછી તેણે મને તેની પેલી પયડણ–વિરોધી મંડળની વાત કહી, અને બીજી પણ કંઇ કંઈ વાતો કરી નાખી.

મેં કહ્યું: 'શું કલકત્તાના પેલા પયઠણ વિરોધી મંડળની વાત કરે છે? પ્રોફેસર અમૂલ્ય બોઝ પ્રમુખ હતા એ ને?'

છોકરાએ કહ્યું, 'જી, હા.'

મેં કહ્યું, 'એ પ્રમુખ સાહેબ તો આજે લગન કરી સસરાના

ખરસે વિલાયત સિધાવ્યા છે. છાપાંમાં એ વિષે એમની કેટલી નિંદા થઈ હતી એ જોયું છે?'

આમ કહી મેં તે જ દિવસે સવારે આવેલું છાપું તેના હાથમાં મૂક્યું. વાંચીને સુરેન ખૂબ હસી ગયો. તે બોલ્યો, આટલા પરથી જ સમજી લોને! હું એ મંડળનો મંત્રી છું, હું પણ જો આવું કરું તો મારે છાપાંની આવી ગાળો ખાવી પડે.

આ સાંભળી જાણે હું કંઈક ઢીલો પડ્યો હોઉં તેવો અભિનય કરી મેં કહ્યું, પણ ભાઈ, તું ગમે તેટલો તૈયાર હોય તો પણ તારા બાપાની મરજી વિરુદ્ધ હું તને જમાઈ કેવી રીતે કરી શકું? કહે, તારા બાપાને હું બાળપણથી ઓળખું છું. તેઓ બહુ હઠીલા માણસ છે, છેવટે સંભળાવી દે કે આ વહુને હું ઘરમાં નહિ રાખું. એ કરતાં ભાઈ તારા બાપાને હું કાગળ લખું છું ને બધું નક્કી કરી નાખું છું તેમની હા આવતાં જ લગન કરી નાખીએ.

છોકરાએ કહ્યું, 'એ મિથ્યા આશા છે. મારા બાપા નાણાંની અતિશય તાણમાં છે. રૂપિયા લીધા વગર તેઓ કોઈ કાળે હા નહિ પાડે.'

મેં કહ્યું, 'તો ભાઈ આ આ વાત પડતી મૂકો. મા બાપને કહ્યા કર્યા વગર તેમને અંધારામાં રાખી, તું મારી છોકરીને પરણે એ વાત કદી બનવાની નથી. મારી છોકરીનું હું બીજું ઠેકાણું શોધી કાઢીશ. આજથી અમારા ઘરમાં તારા પગ બંધ સમજજો. અમલા કંઈ નાની કીકી નથી, એટલે બહુ મળવા કરવાનું સારું નહિ—નાહક મનમાં ક્લેશ થાય.'

આ સાંભળી મને પ્રણામ કરી સુરેન જતો રહ્યો.

રાતે ગૃહિણીના ગોએ સાંભળ્યું કે છોકરીએ સંતાઇને ઊભાં ઊભાં અમારી વાતચીત બધી સાંભળી હતી. થોડીવાર પછી તેમણે જોયું તો એ પથારીમાં ઊંધી પડી ઓશીકામાં મોં છુપાવી રડતી હતી. તેની માની આગળ તે કશું છુપાવી શકી નહિ. તેણે કહ્યું, 'જો બીજે મારાં લગન કરશો તો હું અફીણ ખાઇને મરીશ.'

ગૃહિણીએ આંસુ લૂછતાં લૂછતાં કહ્યું, છોકરીનું દુઃખ જોઇ મને થઇ ગયું કે બધી વાત તેને ખુલ્લે ખુલ્લી કહી દઉં. પણ તમે ના પાડી હતી એટલે શું થાય? એટલે તેને કશું કહી શકી નહિ.

મેં તેને કહ્યું: 'કાલનો દિવસ જાળવો. પરમ દિવસે ચિઠ્ઠી લખીને સુરેનને બોલાવજે અને અમલાને કહી રાખજે કે સુરેન આજે આવે ત્યારે માબાપની સંમતિ મેળવવાને વાસ્તે તેને તૈયાર કરવાનો ભાર તારે માથે છે. સુરેન એટલું કબૂલ કરે તો પછી કંઇ જ વાંધો નથી. આ મહિનામાં જ લગન લેવડાવીએ. સુરેન આવે કે અમલાની આગળ એને છોડી તું બહાર આવતી રહેજે. બસ, પછી બધું રસ્તે આવી જશે.'

ગોઠવણ મુજબ જ બધું થયું, જતી વખતે સુરેન મને કહેતો ગયો છે કે આજે જ હું મારા બાપાને કાગળ લખું છું.

વાહ. દોસ્ત, કેવો જમાનો આવી ગયો છે, જોયો ને? આપણે પણ એક દિવસ લગન કર્યાં હતાં, પરંતુ એ લગનમાં આવી મજાની ગંધ સરખી યે હતી? આપણે જરા વહેલા જન્મી પડ્યા એ ભૂલ થઇ ગઇ લાગે છે. હાય હાય! ખૂબ છેતરાઈ ગયા! કાળ આપણને છેતરી ગયો!

: ૫ :

દાર્જીલિંગ
જેઠ સુદ ૧૨

પરમ પૂજનીય શ્રીમતી માતૃદેવીના
ચરણકમળમાં,

મા!

દાર્જીલિંગમાં આવ્યા પછી, પહોંચ્યાનો કાગળ માત્ર મેં તમને લખ્યો હતો. તે પછી અનેક કામનાં રોકાણોને લીધે તમને કાગળ લખી શક્યો નથી, મારો એ અપરાધ ક્ષમા કરશો.

અહીં આવ્યા પછી થોડા જ દિવસમાં મારા પિતાના બાળપણના મિત્ર હાલી શહેરવાળા શ્રી ઉમાચરણ ચૌધરી મહાશયનો મને ભેટો થઇ ગયો. એમનું નામ મેં આપણા ઘરમાં સાંભળ્યું હતું. પરંતુ આ અગાઉ મેં એમને કદી જોયા હોય એવું યાદ નથી. આ વખતે રજાઓમાં તેઓ હાલી શહેર આવ્યા હશે, ને તે વખતે તમારી સૌની સાથે તેમનો મેળાપ થયો હશે એવું સાંભળ્યું છે. એટલે તેમની પુત્રી અમલાને તમે જોઇ જ હશે. અમલાની સાથે તેઓ મારા લગન કરવા ચાહે છે, અને પયઠણ પણ સારી પેઠે આપવાને તૈયાર છે એવું મને લાગે છે.

પયઠણ લઇને લગન કરવાનો હું કેવો વિરોધી છું એ તો તમે બરાબર જાણો જ છો. પયઠણ વિરોધી મંડળનો હું મંત્રી છું, અને મંત્રી થઇને આવું કામ કરું તો, સમાજની નજરે હું નિંદાપાત્ર બની જાઉં એમાં પણ શંકા નથી. છાપામાં મારે વિષે ટીકાઓ, મશ્કરીઓ, ને નિંદાનો પાર ન રહે. પરંતુ રૂપિયા ન મળે તો

બાપાને જેલમાં જવું પડે છે! અને એવું થવા દઉં તો એમાં પણ મારી ભયંકર કૃતઘ્નતા જ દેખાય, એ વિષે મને પહેલાં પણ કંઈ શંકા નહોતી, અને આજે પણ નથી, એટલે ખૂબ વિચાર કરી કરીને છેવટે મેં નક્કી કર્યું છે કે મારા પરમ ગુરૂ પિતૃદેવના મંગલ અર્થે, મારો આદર્શ, મારી પ્રતિજ્ઞા અને મારું કર્તવ્યજ્ઞાન, તમામનું બલિદાન દઈને હું પિતાનો આજ્ઞાધારક પુત્ર બનીશ.

એટલે, મા, પિતાને મારા શતકોટિ પ્રણામ જણાવીને, કહેજો કે હું હવે તેમનો ઉદ્ધત દીકરો નથી; તેમની આજ્ઞાનું નતમસ્તકે પાલન કરવા હું તૈયાર છું. તેમ છતાં બીજે નહિ, પણ આ ચૌધરી મહાશયની સાથે જ વાટાઘાટ થાય એવી મારી આંતરિક ઇચ્છા છે.

મારું અહીંનું કામ એકાદ અઠવાડિયામાં પૂરું થાય છે. હજી કૉલેજ ઉઘડવાને એક મહિનાની વાર છે! સાહેબને મેં વાત કરી છે. અને તેમણે મને ત્રણ અઠવાડિયાંની રજા આપવાનું કબૂલ કર્યું છે. આ ત્રણ અઠવાડિયાં ઘેર આવીને માતા પિતાની ચરણ સેવામાં કાઢવાનું મેં નક્કી કર્યું છે.

લિ. આજ્ઞાંકિત સેવક,

શ્રી સુરેન

તા. ક. ચૌધરી મહાશયને તરત જ કાગળ લખી નાખજો, કારણ કે શ્રાવણની અધવચ તેમની રજા પૂરી થાય છે, અને તેઓ પાછા રાજપુતાના જવાના છે.

## ઉપસંહાર

ભારે ધામધૂમ પૂર્વક, જેઠ વદ અગિયારસે શુભ કાર્ય સમાપ્ત થઈ ગયું.

બીજે વરસે વકીલાતની પરીક્ષામાં પાસ થઈ, સુરેન પત્નીને લઈને રાજપુતાના ચાલ્યો ગયો. ત્યાં હવે મસરાણી અદાલતમાં જ તે વકીલાત કરે છે. તેને સંતાનમાં એક છોકરો અને બે છોકરીઓ છે. ઉમાચરણ બાબુ થોડા વખતમાં હવે પેનશન પર ઉતરવાના છે. પેનશન લેતી વખતે તેઓ જમાઈને ક્યાંક ન્યાયાધીશ પદે નીમાવી શકશે, એવું મહારાજા સાહેબ સાથેની વાતચીત પરથી દેખાય છે.

# અકસ્માત

: ૧ :

બંગાળની કૉલેજમાં હું ભણતો હતો તેવામાં બંગભંગની પ્રચંડ ચળવળ શરૂ થઈ. એટલે ભણવું ગણવું બાજુએ મૂકી, સભાસરઘસોમાં દોડાદોડ કરવા માંડી, અને ફેડરેશન હૉલ માટે, ફાળો ઉઘરાવવાનું અને સ્વદેશી વસ્ત્રોના તાકા ખભે ઉપાડી ઘેરઘેર ફેરી કરવાનું કામ શરૂ કર્યું. એકબે સભાઓમાં મેં ભાષણો પણ આપ્યાં અને સારા વક્તા તરીકેની ખ્યાતિ પણ સંપાદન કરી.

મને યાદ છે કે બિડન બાગમાં એક સભા પૂરી થયા પછી પૂજ્ય સુરેન બાંડુજ્જેએ મારો ખભો થાબડીને મને કહ્યું હતું: ‘જીતા રહો બાબા!’

જે વખતે કલકત્તા યુનિવર્સિટીનું નામ પડ્યું 'ગુલામખાના' કોઇ, કાગળ ઉપર મોટા મોટા અક્ષરે 'ગુલામખાના' લખીને સેનેટ હાઉસની ભીંત પર ચોંટી આવ્યા હતા. એટલે બીજા ઘણાઓની સાથે મેં પણ કૉલેજનો ત્યાગ કર્યો, અને મહાજનના આખલાની પેઠે ફરવા માંડ્યું.

ભણવાગણવા તરફ કદી મને પ્રીતિ તો હતી જ નહિ, માબાપ પણ જબરાં નહોતાં કે ઠપકો આપે. માત્ર ફેશનની ખાતર ભણતો હતો. બધા કરે તેમ આપણું કરવું એમ સમજી ભણતો હતો. હવે એ બલા માથેથી ગઇ. એટલે હાશ કરી બેઠો.

વખત જતાં શરૂઆતનો ઉશ્કેરાટ ધીમે ધીમે ઓછો થતો ગયો, એટલે મેં સ્વદેશી કાપડનો વેપાર કરવાનો ઠરાવ કર્યો. વેપાર તરફ નાનપણથી જ મારું આકર્ષણ હતું. હું જ્યારે નિશાળમાં ભણતો હતો ત્યારે પણ નવ આનામાં એક શીશી ખાટીમીઠી મંગાવી લઇ, પૈસાની ત્રણ લેખે છોકરાઓને વેચાતી આપતો, ને નવના બાર આના કરતો. સામટો માલ લાવી, આવી રીતે છૂટક છૂટક વેચીને રૂપિયે આઠ આના કમાતો. પૈસાની તાણને લીધે હું આવું કરતો એમ પણ નથી. પૈસા ટકા તો મારા બાપાની પાસે ઠીક ઠીક હતા.

છોકરાઓ મને કહેતા: 'ગયા જનમમાં તું મારવાડી હતો.' મને પણ એવું લાગે છે. કારણ કે વેપારીઓની પાસેથી વેપારની વાતો સાંભળવામાં મને બહુ મજા પડતી, કોઇ જગવિખ્યાત વૈજ્ઞાનિક કે દેશ વિખ્યાત કવિની સાથે વાતો કરવામાં મને એટલો આનંદ આવતો નહિ.

દેશમાં મારી બાપીકી થોડીઘણી મિલકત હતી.—બહુ નહોતી. પાંચેક હજાર રૂપિયા હશે. વેપારમાં એકદમ બધી રકમ નાખવી દેવી નહિ. એમ સમજી મેં માત્ર બે હજાર રૂપિયાના ધોતિયાં, સાડીઓ વગેરેનો અમદાવાદની એક પ્રખ્યાત મીલને ઓર્ડર આપ્યો. બઉબાજાર સ્ટ્રીટમાં દુકાન ભાડે લઈ, કાપડ રાખવાના ઘોડા બનાવવા માટે મિસ્ત્રીને બેસાડી દીધો. પાટિયું ચીતરવા પણ આપી દીધું: તેમાં લખાવ્યું,

વંદેમાતરમ્ વસ્ત્ર ભંડાર

સોલ પ્રોપ્રાયટરઃ એ. બી. કાનજીલાલ.

આગળ કહેતાં ભૂલી ગયો છું કે મારું નામ અટલબિહારી કાનજીલાલ છે.

ઘોડા તૈયાર થઈ ગયા. પાટિયું પણ લાગી ગયું. અને એક દિવસ અમદાવાદથી કાગળ આવ્યો કે મીલના માલિકે પાંચ ગાંસડી માલ મોકલી તેનું "બીલ" (માલની રસીદ) વી. પી. થી મોકલ્યું છે, તો રૂપિયા ભરી વી. પી. છોડાવી લેજો. માલની યાદી પણ કાગળની સાથે હતી.

બીજે જ દિવસે પોસ્ટ ઓફિસમાંથી પણ ઈંટીમેશન આવ્યું. મહાઉલ્લાસથી, તે જ દિવસે જઈને, બે હજાર રૂપિયા આપી હું વી. પી. છોડાવી લાવ્યો.

રસીદ ટપાલમાં આવી હતી. અને માલ માલગાડીમાં આવવાનો હતો એટલે મોડું થશે સમજી એક અઠવાડિયું રાહ જોઈ હું

હાવડાના રેલવે ગોદામમાં તપાસ કરવા ગયો. કેટલાયે માણસોની કે લીધે ગાંસડીઓ ત્યાં આવીને પડેલી હતી, પરંતુ મારો માલ ગાળેલો ક્યાંય દેખાયો નહિ!

એક જણે કહ્યું; 'અમદાવાદ કંઈ ઢૂકડું પડ્યું છે. ભાઈ! હજી માલને આવતાં અઠવાડિયું થશે?'

'જી!' કહી હું ચાલી ગયો.

અઠવાડિયા પછી મેં ખબર કાઢ્યા તો માલ હજી પણ આવ્યો નહોતો. પછી મેં બબ્બે ત્રણ ત્રણ દિવસે જઈને ગોદામમાં ખબર કાઢવા માંડી, પરંતુ માલનો કંઈ પત્તો લાગ્યો નહિ. આવી રીતે ગાળેનો માસ વીતી ગયો.

એક દિવસ ગોદામમાં ઊભો ઊભો, મારા એક ઓળખીતાને મારી દુર્દશાની વાત કરતો હતો. ત્યાં પાસે જ એક મારવાડી છોકરો ઊભો હતો.–ઉંમર બાર વરસથી વધારે નહિ હોય. મારી વાત સાંભળી તે હીહી કરીને હસી પડ્યો.

મેં ગુસ્સે થઈ તેને પૂછ્યું: 'હસતા હય, ક્યા?'

છોકરાએ શુધ્ધ બંગાળીમાં મને જવાબ દીધો: 'હસું છું, બાબુ, તમારી અક્કલ જોઈને! માલ આવ્યો છે કે નહિ તેની ખબર નથી, અને તમે થેલીઓ ભરીને રૂપિયા આપી રસીદ છોડાવી આવ્યા! અમે તો રસીદનું વી. પી. આવે ત્યારે પહેલાં તો ગોદામમાં જઈને માલ આવ્યો છે કે નહિ તેની ખબર કાઢીએ

છીએ. માલ નજરે જોયા પછી જ અમે પોસ્ટ ઓફિસમાં જઈએ છીએ. રસીદ ત્રણ અઠવાડિયાં પોસ્ટ ઓફિસમાં રહી શકે છે.'

છોકરાનું બોલવું સાંભળી મારી આંખો ઉઘડી ગઈ. તેનું કહેવું ખરું હતું! પરંતુ, આવું તો આજ પહેલાં કોઈએ મને કીધું નહોતું.

આ બાર વરસના છોકરાને આટલી ખબર છે,—નથી એ ભણ્યો કાલિદાસ, કે નથી ભણ્યો ભવભૂતિ—શેક્સપિયર કે મિલ્ટનનું તો નામ પણ એની ચૌદ પેઢીમાં કોઈએ સાંભળ્યું નથી તો નક્કી!

માલ ન આવ્યો. રેલ્વે કંપનીને મેં ફરિયાદ કરી. જવાબમાં તેમણે છાપેલું ફોરમ ભરી મોકલ્યું કે 'તપાસ કરીએ છીએ.'

કરવા દો એ લોકોને તપાસ. હું તો માલની આશા છોડીને જ બેઠો છું. છેવટે દાવો કરી રેલ કંપનીની પાસેથી રૂપિયા વસુલ કરવા પડશે—પરંતુ એ તો થાય ત્યારે. અત્યારે તો કાપડ ખરીદવા! હું પોતે જ અમદાવાદ જવા ઊપડું છું. જુદી જુદી મીલોમાં જઈને જાતે જોઈ તપાસીને ઓર્ડર આપીશ, જુદી જુદી મીલોમાં જવું પડશે—કારણ કે બધા ગ્રાહકોની રૂચિ જુદી જુદી હોય છે. આ જ્ઞાન પણ હમણાં જ પ્રાપ્ત થયું છે. ત્યાંથી પાછો આવ્યા પછી, હાવડામાં મારો માલ આવી પહોંચ્યો છે એની ખાતરી કર્યા પછી જ હવે તો પોસ્ટ ઓફિસમાંથી રસીદનું વી. પી. છોડાવીશ.

: ૨ :

મુંબઇ મેલમાં હું કલકત્તાથી ઊપડ્યો. ઇન્ટર ક્લાસની ટિકિટ લીધી હતી. ઈટારસી સ્ટેશન વટાવતાં રાત પડી. મારી સાથે બેગમાં પૂરી, પેંડા ને બીજી મીઠાઇ હતી, તે ખાઈ બિસ્તરો પાથરી સૂઈ ગયો.

મારા ડબામાં તે વખતે માત્ર બે જ માણસો હતા. તેઓ ઊતરી ગયા ત્યારે હું જાગતો હતો. પછી હું ઊંઘી ગયો.

કેટલો વખત ઊંઘ્યો તેની ખબર નથી. પરંતુ કાનના પડદા ફાડી નાંખે તેવો ભીષણ અવાજ સાંભળી હું જાગી ગયો. અને તેની સાથે સાથે મારી પાટલી ઉપરથી ફેંકાઇને પ્રચંડ વેગથી કોણ જાણે ક્યાં જતો પડ્યો. આંખો ઉઘાડીને જોઉં છું તો બધે કાળું ઘોર! એક ભયંકર ઘરરર ઠરરર અવાજની સાથે સાથે અસંખ્ય માણસોની કરૂણ ચીસ કાને સંભળાવા લાગી. હું પોતે પણ તે

વખતે આસથી તેમ ઝોલા ખાતો હતો–મારા ડાબા પડખામાં ને માથાની પાછળના ભાગમાં ભીષણ પીડા થતી હતી. ગાડીને અકસ્માત થયો છે એવું હું તરત સમજી ગયો.

ધરરરર ઠરરરર અવાજ અને હાલાહાલ થોડી વારમાં બંધ થઈ ગઈ. પડખામાં હાથ ઘાલી જોયું તો એક લાકડાનો ટુકડો ત્યાં પેસી ગયો હતો. તે ખેંચી કાઢતાં પીડા તો જરા ઓછી થઈ પણ દડદડ લોહી નીકળતું હોય એમ મારા હાથ ભીના થયા તે પરથી લાગ્યું. આ અકસ્માતમાં હું મરી નહોતો ગયો એ વિષે મને ખાતરી થઈ, કારણ કે મરી ગયો હોત તો શરીરમાંથી આમ લોહી નીકળત નહિ. ભાંગેલા ડબ્બાના સ્તૂપની અંદર મારી જીવતી સમાધિ થઈ ગઈ હતી.

બહાર નીકળવું કઈ રીતે? ક્યાંયથી પણ જરા સરખું પ્રકાશનું કિરણ આવતું હોય એવું દેખાતું ન હોતું. તેમ છતાં શ્વાસ લેવાને મને કોઈ મુશ્કેલી પડતી નહોતી, એટલે પવન ક્યાંકથી આવી શકે છે એ વિષે મને શંકા રહી નહિ. અને એ જ રસ્તે અસંખ્ય સ્ત્રી પુરુષોની ચીસો મને સંભળાઈ રહી હતી એ પણ ચોક્કસ.

બહાર નીકળવાનો શું કોઈ રસ્તો નથી?

આ અંધારી ગુફામાં, ખાધાપીધા વગર મરી જવાનું શું મારા નસીબમાં લખ્યું હશે? એના કરતાં તો માથું છુંદાઈ ગયું હોત ને સીધો પરલોકમાં પહોંચી ગયો હોત તો સારું થાત!

અંધારામાં જ મેં ચારે તરફ હાથ લંબાવી રસ્તો શોધવા ફાંફા મારવા માંડ્યાં. ત્યાં એક કોમળ પદાર્થનો મને સ્પર્શ થયો. તે મનુષ્ય

દેહ હતા. હાથ ફેરવતાં માલમ પડયું કે તે કોઇ સ્ત્રીનું શરીર હતું.

તેને હડસેલી મેં પૂછ્યું: 'મરી ગઈ છે શું ?

કંઇ જવાબ મળ્યો નહિ.

મેં માન્યું કે મરી ગઇ છે. એક મૃત છે, અને એક જીવિત છે. બંનેની સાથે કબર રવાની.

ફરી મેં ચાર તરફ અંધારામાં ફાંફાં મારવા માંડયા. બીજું કોઇ માણસ જણાયું નહિ. અરેબિયન નાઈટ્સમાં કયાંક વાંચ્યું હતું કે સિંદબાદ કોઇ એવા દેશમાં જઇ પહોંચ્યો હતો જ્યાં પતિ મરી જાય તો તેની સ્ત્રીને, અને સ્ત્રી મરી જાય તો તેના પતિને મૃતદેહની સાથે દટાવું પડતું. હું શું એવા દેશમાં આવી પડયો છું ? અને આ મરેલી સ્ત્રી શું મારી પત્ની છે ?

પ્રયત્નપૂર્વક મેં મારી સ્મરણશકિતને કામે લગાડી તો યાદ આવ્યું: 'ના, આ મારી પત્ની નથી; હું હજી પરણ્યોજ નથી, હું તો બંગાળાથી, માલ ખરીદવા માટે અમદાવાદ જવા નીકળ્યો છું.'

પડખામાં હાથ દાબી વેદના ઓછી કરવાનો પ્રયત્ન કરતો હતો, ત્યાં એક ગુંગળાતો અવાજ મારા કાને પડયો.

જય જગદીશ ! ત્યારે તો એ મરી નથી ગઇ, જીવતી છે ! મૃત્યુ નદીના કિનારે ઊભાં ઊભાં એક જીવંત પ્રાણીનો સમાગમ પ્રાપ્ત થતાં હું કૃતાર્થ થઇ ગયો.

હાથ લંબાવી મેં એ સ્ત્રીને સ્પર્શ કરી કહ્યું : 'તું જીવતી છે?

તેણે રડતાં રડતાં કહ્યું : 'માઇ, મેરી માઇ!'

ઓહ ! આ કોઇ બંગાળી છોકરી નથી, એ હિંદીમાં બોલે છે !

મેં પૂછ્યું : 'બહુત ચોટ લગા ?'

તેણે માત્ર હાયકાર કાઢવા માંડયો.

થોડી વાર પછી મેં ફરી પૂછ્યું : 'બહુત જખમ હુઆ ?'

તેણે કહ્યું : 'બડા દુખતા હૈ માઇ, મેરી માઇ !'

મેં કહ્યું : 'કાંદનેસે કયા હોગા ? ગાડી લડ ગિયા. હામ લોગ સબ ચાપા પડ ગિયા. તુમારા નામ કયા ?'

તે બોલી : 'સરસ્વતી,' ઉચ્ચાર બંગાળી હતો નહિ, પણ શુદ્ધ સંસ્કૃત ઢબે થયો હતો.

ધીમે ધીમે સવાલો પૂછીને મેં જાણ્યું કે તેને પીડમાં સખત વાગવાથી ખૂબ પીડા થતી હતી પણ લોહી નીકળ્યું હોય એવું લાગતું નહોતું.

આ જ ટ્રેનમાં બીજા ડબ્બામાં તેના પિતા હતા, પણ પોતે સ્ત્રીઓના ઈંટરકલાસ ડબ્બામાં બેઠી હતી. હાવડા સ્ટેશને ગાડીમાં બેસતી વખતે મેં મારા ડબ્બાની બાજુમાં જ સ્ત્રીઓનો ઈંટર કલાસનો ડબ્બો જોયો હતો.

હવે મને સમજાયું કે વચમાંનું પાર્ટિશન ભાંગી જવાથી વિધાતાએ આ છોકરીને મારા ડબ્બામાં લાવીને નાખી હતી.

સરસ્વતી બોલી: 'એ બંગાળી બાબુ, હમ લોક જીયેગા?'

મેં કહ્યું: 'દેખો, રામજીકા ક્યા મરજી!'

છોકરી હજી પણ હાયકાર કર્યા કરતી હતી એ જોઈ મેં કહ્યું: 'એ જી! તુમારા પીઠમેં જરા હાથ ફેરવી દઉં?'

તેણે કહ્યું: 'હા બાબુજી!'

મેં કહ્યું: 'અચ્છા, તો જરા પાસમેં ચલે આઓ.'

હજી તે નિસાસા નાખતી જ હતી. શરીરનું હલનચલન કરવાની તેની તાકાત જતી રહી હોય એવું લાગતું હતું. જેમ તેમ દુઃખે કષ્ટે હું તેની નજીક ગયો: હાથ ફેરવી જોતાં માલૂમ પડ્યું કે તે ઊંધી પડી હતી, અને તેની પીઠ વચમાંથી ખૂબ ફૂલી ગઈ હતી. મેં ધીમે ધીમે ત્યાં હાથ ફેરવવા માંડ્યો. તેથી તેને કંઈક આરામ લાગ્યો હશે કારણ કે તે જરા શાંત થઈ હતી.

હવે પછી જે વાતચીતો ચાલી તે બંગાળીમાં જ રાખવી ઠીક છે.

તેણે પૂછ્યું: 'હં બાબુ, અમે જીવીશું?'

મેં કહ્યું: "ભગવાન જાણે!'

'મારા બાપાનું શું થયું!'

'એ પણ ભગવાન જાણે!'

'ઓ મારા બાપરે!' કહી છોકરીએ ધ્રૂસ્કે ધ્રૂસ્કે રોવા માંડયું.

હું તેને આશ્વાસન આપવાનો પ્રયત્ન કરવા લાગ્યો. મેં કહ્યું: 'અરે રડ મા, કપાળમાં લખેલું કોણ મિથ્યા કરી શકે તેમ છે?'

ધીમે ધીમે તે જરા શાંત થઇ.

વળી અમારી વાતો ચાલવા માંડી. એ ગુજરાતી બ્રાહ્મણ હતી, હજી કુંવારી હતી. પિતા હયાત હતા, મા, મરી ગઈ હતી. પિતાનું નામ નગીનદાસજી–તેઓ અમદાવાદમાં કાપડનો વેપાર કરતા હતા. કામકાજને અંગે તેઓ કલકત્તા આવ્યા હતા. સરસ્વતીએ કદી કલકત્તા જોયું નહોતું, એટલે સાથે જવાની હઠ કરી, માતા વિનાની લાડવાઇ દીકરીને પિતા ના કહી શક્યા નહિ, સાથે લીધી, હવે પાછા અમદાવાદ જતા હતા. સરસ્વતીની ઉમર માત્ર પંદર વરસની હતી.

તેણે પૂછ્યું: 'એ જી, તમને ક્યાં વાગ્યું છે?'

મેં કહ્યું: 'માથાની પાછળ, અને પડખામાં.'

તેણે પૂછ્યું: 'બહુ પીડા થાય છે?'

મેં કહ્યું: 'પીડા તો થાય છે, પડખામાં એટલું બધું નથી દુખતું, પણ માથું ખૂબ ફાટે છે.'

તે બોલી: 'માથે જરા હાથ ફેરવી આપું?'

'તું ફેરવી આપશે? ભલે!'

એમ કહી હું જરા તેની નજીક ગયો.

તે મારા માથા પર હાથ ફેરવવા લાગી.

મેં કહ્યું: 'જો સરસ્વતી, રામજીની કેવી અજબ કરામત છે! ગાડીને અકસ્માત થયો, ડબાના ચૂરા થઈ ગયા, ચારે તરફ ભાંગેલાં લાકડાં પાટિયાં ને લોઢાંનો ગંજ ખડકાયો છે, ને એની અંદર આ ઘર બની ગયું છે, ઘરમાં માત્ર તું ને હું બે જ જણાં. નવાઈની વાત નથી?'

તે બોલી: 'નવાઈની જ તો, બાબુજી! બહુ તરસ લાગી છે, પાણી!'

પાણી હવે ક્યાંથી લાવવું?

એકાએક યાદ આવ્યું કે મારા કોટના ગજવામાં તૈયાર પાનની ડબી હતી. તપાસ કરતાં ડબી મળી આવી.

મેં કહ્યું: 'પાણી તો અહીં ક્યાંથી લાવું? પણ પાન છે, ખાવું છે?'

'લાવો!'

ડબી કાઢી મેં તેના હાથમાં મૂકી કહ્યું: 'ઉઘાડીને ખા.'

તેણે પાનની ડબ્બી લીધી. ઉઘાડી, તેમાંથી પાન કાઢીને ખાધું, પછી બોલી : 'તમે ખાશો?

મેં કહ્યું : 'મારા તો બેય હાથ લોહીવાળા થયા છે. તું ખવડાવ તો ખાઉં.'

તેણે બિલકુલ સંકોચ વગર મને પાન ખવડાવ્યું!

માણસના મનની ગતિ વિચિત્ર છે. મૃત્યુના મોંમાં પડેલો છતાં યે, નારીના હાથની આ મમતા ભરી સેવાથી મારું મન મધુર ભાવથી ભરાઈ ગયું.

મેં કહ્યું : એ છ ! જો આપણે બચી જઈએ, તો તું મારી સાથે લગન કરીશ?'

તે બોલી, 'શું કરવા?'

મેં કહ્યું, 'મને શ્રદ્ધા છે કે રામજીની એવી ઈચ્છા છે. નહિ તો જો, આપણને બંનેને આવી રીતે એક ડબામાં પૂરે શું કરવા?'

છોકરીએ કહ્યું : 'ઠીક, પણ બાબુ, મારા બાપુજી મને કોઈ બંગાળીની સાથે પરણાવશે ખરા?'

'તેમની હા હોય તો તું પરણીશ?'

આમ કહી મેં તેનો હાથ મારા હાથમાં લીધો.

તે બોલી 'હા.'

મેં તેનો હાથ પકડી ચુંબન કર્યું.

પછી મેં કહ્યું: 'તારા બાપુજી શા માટે ના પાડશે? હું પણ બ્રાહ્મણનો દીકરો છું. તું ને હું બેય જણાં તેમના પગ પકડી રોશું. તોયે શું એમને દયા નહિ આવે?'

સરસ્વતી બોલી: 'ભલે, પરંતુ તમે મને હજી ક્યાં જોઈ છે? હું તે કાણી છું કે કૂબડી છું!'

મેં કહ્યું: 'તો તેં પણ મને ક્યાં જોયો છે? રામજીએ આપણને બંનેને જોયાં છે અને જોઈ વિચારીને આવી રીતે ભેગાં કરી દીધાં છે.'

સરસ્વતિએ કહ્યું 'હં, ઠીક.'

આ પછી થોડી વારે સરસ્વતી ઊંઘી ગઈ. મેં તેને બોલાવી, પણ જવાબ મળ્યો નહિ.

થોડી વાર પછી હું પણ ઊંઘી ગયો.

જ્યારે ઊંઘ ઉડી ત્યારે સરસ્વતી મને ઢંઢોળતી હતી: 'એ જી! ઊઠો! ઊઠો!'

આંખો ઉઘાડી જોયું તો નાનાં બાકાંમાંથી સૂરજનું અજવાળું અંદર આવતું હતું. બહારથી પણ અસંખ્ય લોકોની બૂમો સંભળાતી હતી.

આ ઝાંખા અજવાળામાં મેં સરસ્વતીના મોં સામે જોયું. આંખો મીંચીને એનો હાથ તો ઝાલ્યો હતો, પરંતુ રામજીએ મને છેતર્યો નહોતો.

મેં કહ્યું: 'મને લાગે છે કે, સરસ્વતી, આપણે બહાર નીકળીશું. બહારથી લોકોની બૂમો સંભળાય છે—એ લોકો મુસાફરોને બચાવવા આવ્યા છે.

આતુર હૃદયે અમે લગભગ અરધો કલાક બેઠાં હશું. તે પછી અમારી નજીકમાં જ, લાકડાનાં પાટિયાં ભાંગવાનો ફટાક ફટાક અવાજ સંભળાવા લાગ્યો. ધીમે ધીમે ફાટ મોટી થતી ગઈ, અજવાળું વધતું ગયું. છેવટે એક ઠેકાણે મોટું બાકું પડ્યું, કેટલાંક લાકડાનાં છોતરાં અમારા ઉપર આવીને પડ્યાં.

એક માણસે અંદર ડોકું ઘાલ્યું ને અમને જોઈ બૂમ પાડી. "જીતા હય?"

અમે બહાર નીકળ્યાં.

સરસ્વતીથી ઊભાં રહેવાતું નથી, મારા ખભા પર શરીર નાખીને ને જેમ તેમ કરી ચાલતી હતી.

એક સાહેબે આવી મારાં નામઠામ પૂછી લીધાં, તેણે સરસ્વતીની ઓળખાણ માંગી. જવાબમાં મેં કહ્યું: 'એ મારી પત્ની છે.

સાહેબે પોતાના ચોપડામાં મિસ્ટર અને મિસિસ એ. બી. કાનજીલાલ લખી લીધું, ને કહ્યું; 'તમે ચાલી શકશો. તો બીજા

સ્ટેશન સુધી ચાલી નાખો. ત્યાં તમને વગર પૈસે પાસ મળશે, તે લઇને જ્યાં જવું હોય ત્યાં જજો!'

આમ કહી સાહેબ જતો રહ્યો.

સરસ્વતીના પિતાની મેં ખૂબ શોધ કરી, પરંતુ ક્યાંય તેમનો પત્તો લાગ્યો નહિ. મને ખબર મળ્યા કે અત્યાર પહેલાં મરેલાં અને ઘાયલ થએલાં ઘણાં માણસોને લઇને બે રેલગાડીઓ નાગપુર ગઈ હતી.

સરસ્વતીએ કહ્યું: 'બીજા સ્ટેશન સુધી ચાલીને જવાની મારામાં શક્તિ નથી.'

પાસે એક ગામ દેખાતું હતું. આશ્રયની આશાએ અમે જેમ તેમ, દુઃખે કષ્ટે તે ગામમાં પહોંચી ગયાં.

એક સુખી દેખાતા ખેડૂતના ઘરમાં અમે મુકામ કર્યો. ખેડૂતે ગરમ ગરમ દૂધ આપ્યું ને બંનેએ પી લીધું. પછી બહાર આંગણામાં ચટાઈ પાથરી સૂઈ ગયાં. અહીં પણ મેં સરસ્વતીનો મારી સ્ત્રી તરીકે જ પરિચય આપ્યો હતો.

## ઉપસંહાર

ખેડૂતના ઘરમાં ત્રણ દિવસ રહ્યા પછી, જરા સ્વસ્થ થઇ, ખેડૂત અને તેની સ્ત્રીને યથાયોગ્ય ભેટ વગેરે આપીને અમે નાગપુર આવ્યા, ત્યાંના દવાખાનામાં સરસ્વતીના પિતાનો મેલાપ થઈ ગયો. તેમનો એક હાથ એકદમ ચુરા થઇ ગયો હતો, અને દાકતરે તે મૂળમાંથી કાપી નાખ્યો હતો. તારથી તેઓ બેભાન બની પડયા હતા.

અમે બંને તેમની સેવામાં લાગી ગયાં. પાંચ ૭ દિવસ પછી તેમને થોડું ભાન આવ્યું. અઠવાડિયા પછી, તેઓ રસથી વાતોચીતો પણ કરવા લાગ્યા. પુત્રીને વહાલથી છાતીએ વળગાડી તેઓ ખૂબ રડયા. ને બોલ્યા: 'બેટી, તને ફરી આ જિંદગીમાં જોવાની આશા મેં રાખી નહોતી!'

થોડા દિવસ પછી તેઓ ઊઠીને બેઠા થવા લાગ્યા.

ધીમે ધીમે અમારી બધી વાત અમે એમને કહી. કેવા સંજોગોમાં અમે બંને એક બીજાની આગળ વચનથી બંધાયા હતા. તે સાંભળી તેઓ બહુ વાર સુધી વિચારમાં પડી ગયા.

છેવટે તેમણે કહ્યું: 'છોકરીને હું ફરી જીવતી જોવા પામ્યો એટલું જ મારે મન ઘણું છે. તમારો બંનેનો મેળાપ રામજીની ઇચ્છાથી જ થયો છે અને તેથી જ રામજીએ તમને આવી સંકટાવસ્થામાં પણ બચાવી લીધા છે--મને પણ એવું માનવાનું મન થઇ આવે છે. તમારા લગનમાં હું વાંધો નહિ લઉં.'

નગીનદાસજી અમારી સાથે કલકત્તા આવ્યા. આર્ય સમાજ વિધિએ લગ્ન થયાં. તેમની દેખરેખ હેઠળ બડાબજારમાં દુકાન ભાડે લઇ મેં સ્વદેશી કાપડની દુકાન ખોલી. માલ પણ તેમણે જ આણી આપ્યો. મારી દુકાન બરાબર ચાલે છે એ જોઈ તેઓ અમદાવાદ પાછા ફર્યા.

સ્વદેશીની ચળવળના પ્રતાપે મારી દુકાન રોજ ગુલજાર બનતી ગઈ. સસરા મહાશય વરસમાં એક વખત કલકત્તા આવી મહિનોમાસ રહી જાય છે; પોતાનું કામકાજ પતાવે છે, અને જરૂરી સલાહ સુચના આપે છે, અને બાકીનો વખત પોતાના પોતરા પોતરીઓની સાથે વિવિધ આનંદમાં વ્યતીત કરે છે.

## કલાકારની કદર

: ૧ :

વૈશાખ મહિનો હતો. બપોર ચડતા હતા. ઉનાળાનો તાપ સારી પેઠે પ્રખર બની ગયો હતો. કલકત્તાના પ્રિન્સેસ ઘાટ પર, એક તરફ બે બંગાળી યુવકો ગંગાની જમણી તરફ નજર નાખતા ઊભા હતા.

માત્ર એ બે જણા જ નહિ, પણ ઘણાં યે અંગ્રેજ સ્ત્રી પુરુષો પણ એવી રીતે નજર માંડી ઊભાં હતાં. આજે દશ વાગે, પી. એન્ડ ઓ. કંપનીની 'સુમાત્રા' નામે સ્ટીમર આ ઘાટ પર આવીને લાંગરવાના સમાચાર છાપામાં છપાયા હતાં.

એક યુવક બોલ્યો: 'ઠીક ભાઇ, આપણે તો જાણે આવા રીતે મોં ફાડી અહીં ઊભા છીએ; પણ વિનય સ્ટીમરમાંથી ઊતર્યાં

પછી આપણને ઓળખી જ નહિ શકે તો? ડેમ નેટિવ!' કહીને આપણો તિરસ્કાર કરશે તો? તારે ઘેર ઉતરવાની ના પાડી, હુડહુડ કરી કોઇ હૉટલ તરફ ચાલવા માંડશે તો? એથી તને આઘાત નહિ લાગે શું?'

બીજો યુવક બોલ્યો: ' લાગશે જ તો! પરંતુ ત્રણ વરસ વિલાયતમાં રહ્યા પછી, આપણો વિનય આવો જનાવર થઇને આવે એવું મારા માન્યામાં આવતું નથી. વળી કાગળપત્ર નિયમિત લખતો હતો, અને 'સુમાત્રા સ્ટીમરમાં પાછો આવું છું' એ પણ એણે આપણને લખ્યું છે!'

પહેલા યુવકે કહ્યું: 'ધારો કે એવું ન બને, અને એ આપણી સાથે બહુ સારી રીતે વર્તે, તારા મુકામે આવી રહેવાને પણ રાજી થાય,–પણ તેં તો તેને માટે ભાત રાંધી રાખ્યો છે, અને એ આવીને કહે કે પાટલા પર પલાંઠી મારીને ખાવાનું મારાથી નહિ બને, મને એ નહિ ફાવે તો તું શું કરીશ?'

બીજા યુવકે કહ્યું: 'તો મારું વાંચવાનું મેજ ખાલી કરી. તેની ઉપર એની થાળી ગોઠવી શકાશે. હાથ વડે ખાતાં ફાવશે કે કેમ તે એને અહીંજ આપણે પૂછી લેશું, જો ના કહેશે તો રસ્તામાંથી છરી કાંટા ને ચમચો ખરીદતા જશું, એમાં શું?'

'વારુ, એ તો જાણે પત્યું. પરંતુ જો એમ કહેશે કે ભાત ખાવાની મને ટેવ નથી, મને એ નહિ ભાવે, તો શું કરવું?'

'તો નવીન ફાર્મસીમાંથી ગ્રેટ ઇસ્ટર્નની એક પાઉંરોટી લઇ આવીશું, બીજું શું?'

એક યુવકનું નામ હતું અનીલકુમાર, અને બીજાનું હતું સુબોધચંદ્ર. તેઓ અને હવે અતિથિ બનીને આવી રહેલા વિનય-ભૂષણ ત્રણે એક જ તાલુકાના વતની હતા. એક જ વરસે મેટ્રિકની પરીક્ષા પાસ કરી, કલકત્તાની કૉલેજમાં ભણવા આવ્યા હતા, અને એક જ હૉસ્ટેલમાં સાથે રહેતા હતા. તેથી મૈત્રી ખૂબ જામી ગઈ હતી. ચારેક વરસ સાથે રહેવાને લીધે મૈત્રીનું એ સૂત્ર ખૂબ જ દૃઢ બની ગયું હતું. બી. એ. પાસ થયા પછી અનિલ અને સુબોધ લૉ કૉલેજમાં દાખલ થયા હતા, અને વિનય વિલાયત ગયો હતો. વિનયના સદ્‌ગત પિતા અને દાદા વગેરે સંગીતકલામાં ખૂબ પ્રવીણ હતા, અને એ પ્રદેશમાં સારી પેઠે જાણીતા થયેલા હતા. વિનયને પણ નાનપણથીજ ગાનવાદન પર ખૂબ પ્રીતિ હતી. કલકત્તામાં ભણતો હતો ત્યારે પણ યુનિવર્સિટી ઇન્સ્ટિટ્યુટમાં, મેળાવડાઓમાં, લાઇબ્રેરીના વાર્ષિક ઉત્સવમાં અને બીજી અનેક જગાએ ગીતો ગાઇ તેણે લોકોને મુગ્ધ કરી નાખ્યા હતા. તેથી પિતાના મૃત્યુ પછી, વારસામાં ખૂબ ધન મળતાં, તે સંગીતવિદ્યામાં પારંગત થવા વિલાયત ગયો હતો. કેનસિંગ્ટન કૉલેજ ઑફ મ્યુઝિકમાં છેલ્લી પરીક્ષા માન સાથે પસાર કરી ડિગ્રી મેળવી, તે આજે દેશમાં પાછો ફરતો હતો. મારા મુકામે તેને લઇ જઈશ. એ આશાએ સુબોધ, બધી ગોઠવણ કરીને, તેને તેડી જવા માટે અનિલને સાથે લઇને ધક્કા પર આવ્યો હતો. અનિલ બીજી જગાએ રહેતો હતો.

દશ વાગી ગયા હતા, અગિયાર થવા આવ્યા હતા—એવામાં દૂરથી ગંગાના વળાંકમાં ધૂમાડાની રેખા દેખાઇ. સાહેબો ને મડમો ચંચળ બની ગયાં—બધાં બોલવા લાગ્યાં : 'પેલી સ્ટીમર આવે!'

અનિલ અને સુબોધ પણ એ તરફ જોઇ, અત્યાર સુધીનો થાક વિસરી ગયા.

ધીમે ધીમે સ્ટીમર વધારે ને વધારે સ્પષ્ટ દેખાવા લાગી. થોડીવાર પછી તો એંજીનનો ભખભખ અવાજ પણ સંભળાવા લાગ્યો. સ્ટીમર ગંગાની છાતી પર થઇને ધીર ગંભીર ગતિએ આવી રહી હતી.

સુબોધ અને અનિલે જોયું તો ડેક ઉપર સેંકડો સ્ત્રી પુરૂષો ઊભેલાં હતાં. કોઈ કોઇ પોતાને તેડવા આવેલાં સ્વજનોને જોઇ રૂમાલ ફરકાવતાં હતાં. આ તરફ પણ ઘણા રૂમાલ ફરકાવતા હતા. સુબોધ અને અનિલે પણ પોતપોતાનો રૂમાલ કાઢવા ગજવામાં હાથ નાખ્યા; પણ તેમના પ્રિય મિત્રનું કંઇ ચિહ્ન દેખાયું નહિ.

ધીમે ધીમે જહાજ વધારે નજીક આવ્યું. અને પછી તેણે લંગર નાખ્યું. એકદમ સેંકડો કુલીઓ વહાણમાં ચડી ગયા. વહાણમાં શોરબકોર મચી ગયો. મુસાફરો કુલીઓને લઇ પોતપોતાની જમીન તરફ દોડવા લાગ્યા. પણ, વિનય ક્યાં ?

થોડી વારમાં જહાજ પરથી મુસાફરોએ ઉતરવા માંડયું. સુબોધ અને અનિલ ભીડમાંથી રસ્તો કરી 'ગેંગવે'ની ઠીકઠીક પાસે ગયા, અને ત્યાં ઊભા ઊભા જહાજમાંથી ઊતરતા પુરૂષોને જોવા લાગ્યા. બધાયે ગોરા હતા—થોડાક કાળા માણસો પણ ઊતર્યાં હતા, પરંતુ એમાં વિનય ન હતો !

ડેક ખાલી થવા આવ્યું હતું એટલામાં સુબોધ અને અનિલ આનંદથી ચિત્કાર પાડી ઊઠયા, તેમનો વિનય ધોતિયું પહેરી અને

રેશમી ચાદર ઓઢીને જહાજમાંથી ઊતરી રહ્યો હતો, અને સામે ઊભેલા ટોળા તરફ ધારી ધારીને જોતો હતો. તેની પાછળ માથા પર બિસ્તરો અને હાથમાં એક ગ્લેડસ્ટન બેગ લઈને કુલી ચાલતો હતો.

ચિત્કાર સાંભળી વિનયે તેમની સામે નજર કરી. તેજ પળે સુબોધ અને અનિલે પોતાના ગજવામાંથી રૂમાલ ખેંચી કાઢયો. પરંતુ વાતચીત કરી શકાય એટલે પાસે આવી પહોંચેલાને અભિનંદન આપવા માટે રૂમાલ ફરફરાવવો એ શિષ્ટતા વિરૂદ્ધ ગણાય, એમ સમજી તેમણે રૂમાલ ફરી ગજવામાં નાખ્યો.

મિત્રોને જોઈ વિનયના મોં પર હાસ્ય ફૂટી નીકળ્યું હતું એ જોઈ અનિલ અને સુબોધને એટલો આનંદ થયો કે શું બોલવું તે તેમને સૂઝ્યું નહિ.

ગેંગવેમાંથી વિનય નીચે ઊતર્યો કે સુબોધ અને અનિલ એની પાસે દોડી ગયા. શેકહેન્ડ કરવા માટે તેમણે હાથ લંબાવ્યો. પરંતુ વિનયે સામો હાથ લંબાવ્યો નહિ. તે એકદમ સુબોધને ભેટી પડયો, અને અનિલને ભેટવા જતો હતો એવામાં પાછળથી અવાજ સંભળાયો: ' Hello Banerjee, met your friends ? Good Bye '

વિનય પાછું ફરી હસતે મોંએ બોલ્યો: ' Good, Bye to you. '

અનિલે કહ્યું: 'અરે, ભેટવાનું તો ઘેર જઈને થશે, અહીં તારા અંગ્રેજ મિત્રો કદાચ તને અસભ્ય માની બેસશે.'

'તે છોને માનતા,' બોલી વિનય હસીને અનિલને ભેટી પડ્યો.

સુબોધ સંકોચ અનુભવી બોલ્યોઃ 'મારે ત્યાં ઊતરવાનું રાખશેને ?'

વિનયે કહ્યું: 'તમે ઉતારો તો—એટલે કે તારે ત્યાં બીજા કોઈને એનો વાંધો ન હોય તો.'

'ના રે,—એવો કોઈને વાંધો નથી. ઊલટું ત્યાં તો બધાં તને જોવા તલપાપડ થઈ રહ્યાં છે.'

'તો ચાલો.'

ત્રણે મિત્રોએ પછી એક ગાડી ભાડે કરી લીધી. કુલીને વિદાય કરી, ગાડીવાળાને પટલડાંગા જવાનું કહી, ત્રણે જણ ગાડીમાં બેઠા.

સુબોધે પૂછ્યું: 'તારો સરસામાન?'

વિનયે કહ્યું: 'એ બધો વહાણની ઓલીમાં છે. થોમસ કુકની કંપની એનો કબજો લઈ પોતાના મુકામે લઈ જશે; હું મારી સગવડે એમને ત્યાંથી લઈ આવીશ.'

ગાડી ચાલવા માંડતાં અનિલે કહ્યું: 'સુબોધ, પેલી વાત પૂછી લેને.'

સુબોધ આનંદના આવેશમાં બધું ભૂલી ગયો હતો. તેણે નવાઈ પામી પૂછ્યું: 'કઈ વાત?'

અનિલે કહ્યું: 'પેલી—બજારમાંથી કંઇ ખરીદવું કરવું પડે તો.'

વિનયે કહ્યું: 'શું? મારે માટે કંઇ સૂટ બૂટ હેટ પેન્ટ ખરીદવાં ધાર્યાં છે કે શું? અરે, ભાઇ! એ તો બધું યે મારી પાસે છે!'

આમ કહી તેણે હસવા માંડયું.

સુબોધ જરા ભોંઠો પડી બોલ્યો: 'ના ના,-એની વાત નથી, અમે તે શું એવા ગાંડા થઈ ગયા હશું? એ વાત નથી. આ તો એમ કે, આટલાં વરસ છરી કાંટાથી ખાવાની ટેવ પછી, હાથે ખાવાનું તને ન ફાવે તો, બજારમાંથી—'

વિનય બોલ્યો: 'છરીકાંટો ખરીદતા જવાં છે કાં? બાપદાદાની ચૌદે પેઢી, અને હું પોતે પણ આ ત્રણ વરસ પહેલાં હાથ વડે ખાતાં હતાં, અને આજે હાથે ખાતાં મને નહિ ફાવે એવું તમને કહ્યું કોણે?'

આમ કહી વિનયે સામે બેઠેલા સુબોધના ખભા પર પટાક કરતો એક ધબ્બો લગાવી દીધો.

મુકામે પહોંચતા બાર થવા આવ્યા. હોસ્ટેલના બીજા વિદ્યાર્થીઓ તે વખતે સ્નાનાહાર પતાવી, કોઇ પોતાની ખુરશીમાં બેઠા બેઠા, તો કોઇ પથારીમાં સૂતા સૂતા છાપું કે નોવેલ વાંચતા હતા. તો કોઇ એક ચિત્તે સસરાની દીકરીને કાગળ લખતા હતા, સુબોધને આવતો જોઈ બધા એકદમ ચંચલ બની બહાર દોડી આવ્યા. પરંતુ સાથે કોઈ 'સાહેબ'ને ન જોતાં તેઓ પૂછવા લાગ્યા: 'કેમ, તમારા મિત્ર ન આવ્યા?'

સુબોધ તેમના ભ્રમનું કારણ સમજી જરા મલક મલક હસીને બોલ્યો: 'આ—આ રહ્યા વિનય બાબુ!'

આમ કહી તેણે તેમનો વિનયની સાથે પરિચય કરાવી દીધો.

કોઇ એક રસિક વિદ્યાર્થી બોલી ઊઠયો: 'ઓહ! સીધાજ વિલાયતથી આવેલો સાહેબ, ધોતિયાવાળો!—એને કહો છો વિનય બાબુ! આ તે કેવો જમાનો આવી ગયો—હળાહળ કળિ-કાળ! ઘોર કળિકાળ!'

ઘડીકમાં હાસ્ય કલરોળ મચી ગયો.

વિનયે પોતાને માટે નક્કી કરી રાખેલા ઓરડામાં જઇને જોયું તો તે ઠીક ઠીક સજેલો હતો. એક તરફ એક ખાટલા પર ધોળી ધોયું બિછાનું પાથરેલું હતું, વચમાં એક મેજ હતું, તેની ચારે તરફ ચાર ખુરશીઓ હતી. ઓરડામાં એક ખૂણે એક સ્ટુલ ઉપર પાણીનો કૂંજો હતો, બીજા ખૂણામાં એક ડઝન સોડાની બાટલીઓ ઊભી કરેલી હતી.

એ જોઇને વિનયે કહ્યું: 'આટલી બધી સોડાની બાટલીઓ શું કરવા ભેગી કરી છે! તમે લોકો શું પાણી પીતા નથી?'

સુબોધે શરમાઇને કહ્યું: 'અમે તો પાણી જ પીએ છીએ. આ તો તારે માટે રાખી છે.'

અનિલની સાથે સુબોધને આંખની ભાષામાં શી વાતચીત થઇ ગઇ, તેની વિનયને ખબર પડી નહિ.

: २ :

સુબોધે વિનયને સ્નાનાહાર વિષે પૂછ્યું ત્યારે જવાબ મળ્યો કે વહાણમાં જ ન્હાઈ ધોઇને નાસ્તો કરી લીધો છે. હવે કશું ખાવાનું મન નથી. બપોરે ચાની સાથે થોડું ખાઇ લઇશ.

સુબોધે કહ્યું: 'ઠીક તો તમે બેસો, હું જમીને આવું છું!'

વિનયે કહ્યું: 'તેં હજી ખાધું નથી, શું? જા, જા, ખાઇ આવ.'

સુબોધ જમવા ગયો. અનિલ બેઠો બેઠો વિનય સાથે વાતો કરવા લાગ્યો.

જમ્યા પછી સુબોધ આવ્યો, પછી ત્રણે જણા કંઇ કંઇ વાતો કરતા બેઠા-કોઈ આડા પણ પડયા હતા. મોટે ભાગે વિલાયતની વાતો ચાલતી હતી. પોતાના પ્રવાસ વિષે અનેક વિચિત્ર વાતો કરીને વિનય બંને મિત્રોના કાનને તૃપ્ત કરી રહ્યો હતો.

હવે વિનયે શું કરવું તે વિષે પણ ઘણી વાટાઘાટો ચાલી. વિનયે કહ્યું. 'યુરોપમાં મ્યુઝિકલ રીસાઇટલ થાય છે તેવી રીતે બંગાળીમાં સ્વરલિપિ તૈયાર કરી, વખતોવખત સ્ટેજ ભાડે લઇ 'પરફોરમન્સ' કરવાં જોઇએ. યુરોપમાં કલાકારો આવી રીતે ઘણું ધન પેદા કરે છે– એટલે સુધી કે રાજમહેલોમાં પણ તેમને નિમંત્રણો મળે છે. એ દેશમાં આવા એક રીસાઇટલમાં સાંભળવાની ફી ઓછામાં ઓછી અડધી ગીનીથી એક ગીની સુધી હોય છે, પરંતુ આપણો દેશ ગરીબ છે એટલે આપણે ત્યાં એક બે રૂપિયાથી મોંઘી ટિકિટ નહિ રાખી શકાય. શરૂઆતમાં થોડા દિવસ, મોટા માણસોને ઘેર લેસન આપવાનું કામ પણ કરી શકાય. અઠવાડિયામાં માત્ર બે કે ત્રણ કલાક. દરેક લેસનમાં જો પચ્ચીસ રૂપિયા–અને આપણા દેશમાં એ રકમ મોંઘી પડે તો પંદર રૂપિયા પણ મળે તોયે શું ખોટું છે? આવાં બેત્રણ ઘર મળે તો ખરચ નીકળી જાય.

આવી કંઇ કંઇ વાતો ચાલવા લાગી. યુરોપના પ્રખ્યાત સંગીત વિશારદોનાં સન્માન અને તેમની ધૂમ કમાણીની વાતો સાંભળીને સુબોધ અને અનિલ સ્તબ્ધ બની ગયા.

વિનયે કહ્યું: 'મોટા મોટા સંગીતકારોની વાત જવા દઇએ તો પણ અમારી કોલેજનો પદવી પ્રદાન સમારંભ થયો ત્યારે મોટા મોટા લોર્ડ, લેડી, કાઉન્ટ, કાઉન્ટેસો વગેરેને નિમંત્રણો આપવામાં આવ્યાં હતાં. તે વખતે, પદવી લેનારા અમારામાંના કેટલાકને તેમની આગળ પોતાની કલાનો પરિચય પણ આપવાનો આવ્યો હતો. તમારો આ અદના સેવક પણ એમાં હતો. મેં વાગ્નરના પરસીફલમાંથી એક પીસ બજાવ્યો હતો. પદવીઓ અપાઇ ગયા પછી "વનશાયરની ડચેસે મને બોલાવી, મારી સાથે શેકહેન્ડ કરી મને

કહ્યું: 'તું ખરેખર જીનિયસ છે—તારી સંગીતકલા જોઇને હું મુગ્ધ બની ગઈ છું. હું હિંમતથી કહું છું, જુવાન, કે તારું ભાવિ અતિ ઉજ્જવળ છે.

અનિલ એકદમ બોલી ઊઠયો: 'એક કામ આપણે સૌથી પહેલું કરવું જોઇશે. તમે આજે દેશમાં પાછા આવ્યા છો, અને સંગીતશાસ્ત્રમાં કેવા પારંગત થઇને આવ્યા છો, એ સમાચાર કાલે સવારે જ અંગ્રેજી છાપામાં છપાઇ જવા જોઇએ.'

સુબોધે કહ્યું: 'વારૂ, તો અનિલ, તું એટલી ગોઠવણ કરી શકશે ને?'

'હું પોતે તો નહિ કરી શકું, પણ એક એવો માણસ મારા હાથમાં છે, જેની મારફત હું આ કામ કરી શકીશ. ભલે, આજે સાંજે જ હું જઇને એને મળું છું, ને બધું નક્કી કરી નાખું છું.'

વિનયને પ્રેક્ટિસ કરવી હોય તો આવી રીતે હોટેલમાં રહેવું પાલવે નહિ. તેણે સારા લત્તામાં એક સારું ઘર ભાડે લેવું જોઇએ, ઘરના દરવાજા પર પોતાના નામની પિત્તળની ચકતી ચોડવી જોઇએ, એમાં પોતાની ડિગ્રી અને માન ચાંદ ટૂંકમાં લખવા જોઇએ.—આ વિષે પણ વાતચીત થઈ.

આમ વાતોમાં દિવસ પૂરો થયો.

સુબોધે પોતાની સાથે રહેનારા દોસ્તોને આજે પોતાની ઓરડીમાં ચાનું નિમંત્રણ આપ્યું હતું. સૌ દોડી આવ્યા, સ્ટવ

ચાલુ થયો, પાણી ગરમ થવા લાગ્યું. સુબોધે કબાટમાંથી કેક અને બિસ્કીટના ડબા કાઢયા.

એ જોઇને વિનય એકદમ બોલી ઊઠયો: 'આ બધું શા માટે ભાઇ?' એવું બધું તમે ખાજો, હું ચણામમરાથી ચલાવી લઇશ.

હોસ્ટેલના બીજા છોકરાઓ આજ લગી ચણામમરાને ગામડીઓ ખોરાક ગણી હસી કાઢતા હતા. પણ આ વિલાયતથી હમણાં જ આવેલા માણસ ચણામમરા ખાવાની વાત કરે છે, એ સાંભળી સૌ આભા બની ગયા: અને એકદમ જ ચણામમરા પ્રત્યે તેમનો સૌનો અપાર પ્રેમ જાગી ગયો. વખતે દાસી સરસ તાજા ને ગરમ ગરમ ચણામમરા ના આણી શકે એ બીકે એક છોકરો પોતે દોડયો, અને જાતે ઊભો રહીને ચણામમરા શેકાવી લાવ્યો. સાથે જરા ગરમગરમ ભજીયાં પણ આવ્યા.

ચાનું પાણી તૈયાર હતું. ચા તૈયાર કરી સુબોધે સૌને પ્યાલા ભરી આપ્યા અને ચણામમરા ને ભજીયાં પીરસ્યાં.

વિનયની સામે નજર કરતાં એને ઘડી ઘડી એમ થવા લાગ્યું કે લંડનમાં ડેવનશાયરની ડચેસે જેની સાથે શેકહેન્ડ કર્યા છે તે અત્યારે અહીં પાંચુ ખાનસામાની ગલીમાં, મારી ખોલીમાં, મારા લાકડાના ખાટલા પર બેઠો બેઠો ચણામમરા ફાકે છે.

આનંદ અને ગર્વથી એનું હૃદય ભરાઇ આવ્યું.

ચાપાણી પત્યા પછી, છાપાંમાં સમાચાર છપાવવા માટે અનિલ નીકળી ગયો. વિનય એક બે મિત્રોને મળવા માટે સુબોધને

સાથે લઇને નીકળી પડયો.

સાંજે પાછાં આવ્યા પછી, સુબોધ પોતાની ખોલીમાં બેઠાં બેઠાં વિનયને પૂછે છે : 'અરે, એક વાત તને પૂછું પૂછું કરું છું, પણ પુછાતી નથી.'

'કેમ, એવી શી વાત છે ?'

'બીજી તો કંઇ નથી, પણ સાંજે, સમજી ગયોને - જરા— આ—પેલું પીવાની તને ટેવ છે કે નહિ ? વિલાયત જઇને આવેલા ઘણા આવી ટેવ લઇને આવે છે ખરાને, એટલે પૂછું છું.'

વિનયે હસીને કહ્યું : 'આ—પેલું યે મારાં વાસ્તે લાવી રાખ્યું છે કે શું ?'

સુબોધે જરા શરમાઇને કહ્યું—'હા—હાસ્તો !'

'ક્યાં છે, જોઉં ?'

સુબોધે ઊઠીને પેટીમાંથી ખૂબ જાળવીને એક બાટલી બહાર કાઢી.

વિનયે જોયું તો વિસ્કીની બાટલી હતી. તે એકદમ હસી પડયો.

સુબોધે કહ્યું : 'ઉઘાડવાનો ઇસ્ક્રુ પણ લાવ્યો છું. ઉઘાડી આપું ? અને સોડા તો ઘરમાં જ છે.'

વિનયે કહ્યું: 'ભાઈ, આ બધું કરવાની શી જરૂર હતી, કહે! હું આવું બધું લેતો નથી. છિ છિ! વગર કારણે છ સાત રૂપિયા પાણીમાં નાખ્યા. હવે આ દુકાને પાછું આપવા જઈશ તો એ લેશે ખરો?

સુબોધનું મોં પડી ગયું તે બોલ્યો: 'હવે લે ખરો? હા— પણ હવે આનું શું કરશું, ભાઈ?'

વિનયે કહ્યું: 'શું થાય? પણ કાલે દુકાને જરા પૂછી જોજે. પાછી ન લે તો પછી કોઈ કુલીન દારૂડીયો શોધી કાઢી એને દાનમાં આપી દેજે, પુણ્ય થશે.'

સુબોધે કહ્યું: 'કુલીન દારૂડીયો કેવો?'

વિનયે કહ્યું: 'જેની ત્રણ પેઢીથી દારૂ પીવાનું ચાલતું હોય તે.'

આમ કહી તે હસવા લાગ્યો.

સુબોધે પણ એની સાથે હસવાનો પ્રયત્ન કર્યો, પરંતુ એનાથી બહુ હસાયું નહિ. સાત રૂપિયાના શોકમાં એ જરા દુ:ખી થઈ ગયો હતો.

બીજે દિવસે કેટલાંક છાપાંમાં વિનયના આગમનના સમાચાર આવ્યા. સાથે એની કલાનો પરિચય પણ છપાયો. સુબોધ અને અનિલ થોડા દિવસ વિનયને માટે ઘર શોધવામાં પડયા. થોડા દિવસ દોડાદોડી કર્યા પછી, તેમણે એક નાનકડું સરસ ઘર શોધી કાઢયું, પછી વિનય પોતાનો સરસામાન છોડાવી લાગ્યો. બીજો થોડો સામાન નવો ખરીદી લાવ્યો, અને નવા ઘરમાં જઈને વાસો કર્યો. મિસ્ત્રી આવીને તેનું નામ અને ડિગ્રીવાળું પિત્તળનું પતરું ઘરના બારણાની એક તરફ ભીંતમાં લગાવી ગયો.

## : ૩ :

છાપામાં ખબર તો કયારનાયે છપાઇ ગયા છે, સરિયામ રસ્તા ઉપર જુદું ઘર પણ લીધું છે, બારણા પર પિત્તળની તકતી પણ લગાવાઈ ગઈ છે, પરંતુ કામકાજનું તો કંઇ ઠેકાણું દેખાતું નથી !

વિનય સવારે ઊઠી, સ્ટવ ઉપર ચા કરી લઇ પોતાની સ્ટડી રૂમમાં બેસી, કોઇ એક વાજિંત્ર લઈ કલાકેક વગાડે છે. પછી, પિયાનો આગળ બેસીને, કાગળ પેનસિલ લઇ કોઈ વખત કોઇ ફેન્ટાસિયા તથા કોઇ વખત કોઇ સાર્જોની બંગાળી સ્વરલિપિ તૈયાર કરે છે. દરવાજે ચડ્ડી પહેરીને દરવાન બેઠેલો છે. કોઈ મળવા આવે તો એનું કાર્ડ અંદર લઇ આવવાનું, અને એની પાસે કાર્ડ ન હોય તો પોતાની સ્લેટમાં એનું નામ લખાવી લઇ, તે સ્લેટ અંદર બતાવવાનું તેનું કામ છે. પરંતુ કોઇનું કાર્ડ કદી આવ્યું નથી, કે સ્લેટ ઉપર પણ કોઇનું નામ લખાઈ આવ્યું નથી. અનિલ અને

સુબોધ કોઇ કોઈ વાર આવે છે ખરા, પરંતુ એ લોકો ઘરના માણસ કહેવાય, પોતાને ફાવે ત્યારે આવવાની તેમને છૂટ છે.

અનિલ અને સુબોધ આજે સાંજે અહીંયા આવ્યા છે--આજે અહીંજ વાળુ કરવાનું તેમને નિમંત્રણ છે. વિનય પોતાના વીજળીથી ઝગમગતા ડ્રોઇંગ રૂમમાં બેસીને, બન્ને મિત્રોની સાથે ગપ્પાં હાંકી રહ્યો છે; એવામાં વાતો કરતાં કરતાં ઊઠીને તે એક આલ્બમ લઇ આવ્યો, અને તેમાંથી પ્રખ્યાત યુરોપિયન સંગીતાચાર્યોના ફોટા બતાવવા લાગ્યો. તેની કોલેજના ફોટો, અને પદવીદાન સમારંભ વખતનો કોલેજ હૉલમાં તમામ વિદ્યાર્થીઓ વિદ્યાર્થિનીઓ, શિક્ષક શિક્ષિકાઓની સાથે લેવાયેલો ફોટો પણ તેમાં હતો. વિનયના પોતાના પણ ચારેક ફોટા હતા—દરેકમાં તે જુદાં જુદાં વાદ્ય વગાડતો દેખાતો હતો.

ફોટા જોતાં જોતાં અનિલ એકદમ બોલી ઊઠયો: 'વિનય, આ ફોટા તું થોડા દિવસ મને ધીરી શકે છે?'

વિનયે પૂછ્યું: 'કેમ? શું કરવું છે?'

અનિલે કહ્યું: 'આ ફોટાઓ આપીને હું કોઇની પાસે તારે વિષે એક સચિત્ર લેખ લખાવી કોઇ માસિકપત્રમાં છપાવવાની ગોઠવણ કરીશ.'

સુબોધ બોલી ઊઠયો: ''વાહ! સરસ! બીજું કંઇ નહિ, તો સરસ જાહેરાત તો થશે જ—ગ્રાહકો મળી આવતાં પછી વાર નહિ લાગે.'

જમ્યા પછી, ફોટા લઇને અનિલ ચાલી ગયો.

થોડા દિવસ પછી અનિલે આવીને એક લેખ વિનયને બતાવ્યો. તેણે પોતે જ એ લખ્યો હતો. એમાં વિનયનું સંક્ષિપ્ત જીવન ચરિત્ર હતું, અને વિલાયતમાં તેણે મળેલી પ્રતિષ્ઠાનું વિસ્તૃત વર્ણન પણ હતું. કહેવાની જરૂર નથી કે ડેવનશાયરની ડચેસે શેકહેન્ડ કરી પ્રશંસા કરેલી તેનો ઉલ્લેખ એમાં હતો જ. ઉપસંહારમાં લખ્યું હતું કે મિસ્ટર બેનર્જી વાજબી દરે, છોકરા છોકરીઓને સંગીત શીખવવા અને જાહેરમાં સભાસમિતિઓમાં અને સંભાવિત સદ્-ગૃહસ્થોને ઘેર બેઠકોમાં કરવા પોતાની કલા દેખાડવા ખુશી છે.

લેખ વાંચી, વિનય તેમાં કોઈ કોઈ જગાએ થોડા સુધારા સૂચવીને બોલ્યો: 'આટલું તો જાણે થયું, પણ આ છપાવી બહાર પાડવો કેવી રીતે?'

અનિલે કહ્યું: 'એની ગોઠવણ મેં કરી છે. 'આર્યશક્તિ'ના ઉપ-તંત્રી અવિનાશ બાબુને મેં આ લેખ અને ફોટા બતાવ્યા છે. તેમણે કહ્યું છે કે છાપવા તૈયાર છું, પણ ફોટાના બ્લોકો બનાવવાનું ખર્ચ તમારે આપવું પડશે. કેટલા રૂપિયા ખર્ચ થશે એના જવાબમાં તેમણે કહ્યું છે કે પચાસેક રૂપિયાથી ઓછું નહિ. સાચું કહું છું, ભાઈ, એ સાંભળીને મારું મન પાછું ભાગ્યું છે. આટલા બધા રૂપિયા!'

વિનયે બેઠાં બેઠાં થોડીવાર વિચાર કર્યો. છેવટે કહ્યું: 'તે આપોને પચાસ રૂપિયા, 'આર્યશક્તિ' છાપાના ગ્રાહકો ઘણા છે એમ સાંભળ્યું છે. કલકત્તામાં છૂટક વેચાણ પણ ખુબ થતું લાગે છે. લેખ છપાય તો આટલું ખરચ ક્યાંય નીકળી જશે.'

આમ કહી તેણે પેટી ઉઘાડી પચાસ રૂપિયા અનિલને ગણી આપ્યા.

બીજા જ અંકમાં લેખ છપાયો.

: ૪ :

'આર્યશક્તિ' બહાર પડ્યે આજે માત્ર ત્રણજ દિવસ થયા છે. સવારે આઠ વાગે, વિનય પોતાના અભ્યાસખંડમાં બેસીને મેન્ડોલિન વગાડતો હતો, એવામાં દરવાને આવી એની સામે સ્લેટ ધરી.

વિનયે જોયું તો સ્લેટમાં લખેલું હતું: શચીનાથ સન્યાલ... —મહારાજના પ્રાઇવેટ સેક્રેટરી.

વિનયે ઊભા થઇ આવનારનો સત્કાર કર્યો.

શચીબાબુએ કહ્યું: 'મહારાજા સાહેબે મને મોકલ્યો છે. 'આર્યશક્તિ'માં આપને વિષે જે લેખ છપાયો છે તે તેમણે વાંચ્યો છે. તેથી એક દિવસ આપને પોતાના રાજમહેલમાં બોલાવી, બેચાર મિત્રોને આપનું સંગીત સંભળાવવાની તેમની ઇચ્છા છે.'

વિનયે ગંભીર ભાવે પૂછ્યું : 'ક્યારે—ક્યારે ?'

'પરમ દિવસ શનિવારે આપને ફાવશે ? સાંજના સાતથી રાતના નવ સુધી.'

'હા, ફાવશે.'

'તો સરસ. આપ કેટલી ફી લેશો ?'

વિનયે થોડીવાર વિચાર કર્યો. પછી કહ્યું : 'આપની આગળ હું ખુલ્લે દિલે વાત કરું, શચીબાબુ. હું હમણાં જ વિલાયતથી આવી આ કામ પર બેઠો છું—આપના મહારાજા જ મારા પહેલા ગ્રાહક છે. તો પણ, કેટલી ફી લેવી એ મેં મનમાં નક્કી કરી રાખ્યું છે. શ્રીમંતોને ઘેર ડ્રોઇંગ રૂમ એન્ટરટેઇનમેન્ટમાં કલાકના બત્રીસ રૂપિયા અને બે કલાકના પચાસ રૂપિયા ફી મેં નક્કી કરી છે.'

શચીબાબુએ કહ્યું : 'ભલે ! હું વીસ રૂપિયા અત્યારે જ બહાનાના દેતો જાઉં છું. બાકીના ત્રીસ રૂપિયા આપને ત્યાં આપીશું.'

આમ કહી તેણે ગજવામાંથી નોટો કાઢી વિનયની સામે ધરી.

વિનયે મહારાજા વિષે શચીબાબુની સાથે થોડો વખત વાતચીત કરી. પછી કહ્યું : 'જોકે મહારાજની સાથે પ્રત્યક્ષ મુલાકાતનું માન મને કદી મળ્યું નથી, તો પણ ઘણા દિવસથી તેઓના ગુણની, તેઓની વિદ્વત્તાની અને તેઓની કલાપ્રીતિની વાતો મેં

ઘણી સાંભળી છે. વળી તેઓ પોતે પણ એક ઉસ્તાદ પખાજ બજાવનારા છે એવું સાંભળ્યું છે. પખાજમાં તેમના જેવો મીઠો હાથ આ કલકત્તા શહેરમાં ભાગ્યે જ બીજા કોઇનો હશે.'

શચીબાબુએ કહ્યું : 'હા, એવી રીતે તેઓ ખૂબ પ્રખ્યાત છે. ઠીક તો, હવે હું જાઉં. શનિવારે આપ આવશો એ નક્કી—ખરું ને ? મને જરા આ રૂપિયાની પહોંચ કરી આપો. શનિવારે આપને તેડવા મારે આવવું પડશે શું ?'

'ના—ના, આપે એવી તકલીફ લેવાની જરૂર નથી. હું બરાબર સાડા છ વાગે રાજભવનમાં આવીને હાજર થઈ જઇશ.

આમ કહી વિનયે રૂપિયાની પહોંચ લખી શચીબાબુના હાથમાં મૂકી.

તે દિવસે સાંજે અનિલ અને સુબોધ આવ્યા કે તરત વિનયે કહ્યું: 'અરે, બ્લોક બનાવવાના ખરચના પચાસ રૂપિયા આવી ગયા !'

અનિલ બોલ્યો : 'કેવી રીતે ? કેવી રીતે ?'

વિનયે પછી મહારાજાના નિમંત્રણની વાત તેમને વિસ્તારથી કહી. એ સાંભળી તેઓ ખુશખુશ થઇ ગયા. ને બોલ્યા : 'અમને ત્યાં આવવા મળે તો બહુ મજા પડે, ભાઈ ! પરંતુ અમે ક્યાં મહારાજાના સગા છીએ કે દોસ્ત છીએ—પછી અમને ક્યાંથી નિમંત્રણ મળે !'

વિનયે કહ્યું: 'પરંતુ તમે મારા તો મિત્ર છો ને ! વારુ, હું

કાલે જ મહારાજાને કાગળ લખી, તમને બંનેને સાથે લઇ જવાની રજા માગું છું–જરૂર તેઓ હા પાડશે.'

નક્કી કરેલે દિવસે ને સમયે, પોતાના બે દોસ્તોની સાથે વિનયે, રાજભવનમાં જઇને સંગીત સંભળાવ્યું. મહારાજના વિનય અને સૌજન્ય જોઈ તથા તેમની કદરદાનીનો પ્રત્યક્ષ પરિચય થતાં, ત્રણે જણા મુગ્ધ બની પાછા ફર્યા.

સુબોધ અને અનિલને રસ્તામાં ઉતારી દઇ વિનયે કહ્યું: 'કાલે રવિવાર છે, સવારે ઊઠો તેવા મારે ઘેર આવજો બંને, ત્યાં જ ન્હાજો ખાજો ને આખો દિવસ રહેજો.'

'ભલે' કહી સુબોધ અને અનિલ પોતપોતાના ઘર તરફ ચાલી ગયા.

: ૫ :

બીજે દિવસે સવારે સાત વાગે સુબોધ અને અનિલ વિનયને ઘેર આવી ઊભા. વિનય તે વખતે પોતાની ડ્રોઇંગ રૂમમાં બેસીને 'નાસ્તો' કરતો હતો. બંને દોસ્તોએ એ જ મેજ ઉપર બેસીને ચા પીધી.

ચા પાણી કર્યા પછી ત્રણે દોસ્તો બેઠા બેઠા વાતો કરવા લાગ્યા. એવામાં બારણા આગળ એક મોટર આવીને ઊભી રહી. અનિલે ટેકડો મારી બારી આગળ જઈ મોં કાઢી જોયું, પછી કહ્યું : 'લ્યો વાહ ! વળી કોઇ ગ્રાહક આવ્યો !'

વિનય અને સુબોધ ઊઠીને બારી આગળ ગયા. જોયું તો મોટરમાં કોઇ એક જાડા વૃદ્ધ બાબુ બેઠેલા હતા. તેમની પડખે તેર ચૌદ વરસની એક સુન્દર છોકરી બેઠેલી હતી. બાબુએ હાથનો ઇશારો કરી, દરવાનને બોલાવી, પોતાનું કાર્ડ આપી કંઇક કહ્યું. દરવાને કંઈ કહ્યું.

પછી બાબુએ ઊતરીને, છોકરીનો હાથ પકડી નીચે ઉતારી; અને દરવાનની પાછળ પાછળ પોતે ઘરમાં દાખલ થયા.

થોડીવાર પછી, દરવાને કાર્ડ લઈને ઓરડામાં પ્રવેશ કર્યો. એમાં લખેલું નામ ત્રણેમાંથી કોઈને પણ પરિચિત નહોતું.

સુબોધે કહ્યું : 'કલકત્તામાં કેટલા શ્રીમંતો છે, આપણને બધાંનાં નામની ક્યાંથી ખબર હોય ?'

વિનયે કહ્યું : 'વારુ, તમે બેસો ભાઈ, હકીકત શું છે એ હું જોઈ આવું.'

આમ કહી તે ચાલી ગયો.

સુબોધે કહ્યું 'એ લોકો કોણ હશે, કેમ આવ્યા હશે, કહે જોઉં, અનિલ ?'

અનિલે કહ્યું : 'કોઈ પૈસાદાર લાગે છે—બ્રાહ્મ પણ હોય. વિલાયત જઈ આવેલા નથી, નહિ તો હાફકોટ પહેરેલો હોત. છોકરી વિનયની ચેલી બનશે. વિનયને એક ખૂબ સરસ ટ્યુશન મળી ગયું લાગે છે'

સુબોધે કહ્યું : 'બીજું પણ કંઈ મળી ગયું લાગે છે.'

'બીજું શું' "

'તવંગર સસરો મળી ગયો!'

અનિલે કહ્યું : 'છટ્ ! તું શું એમ ધારે છે કે આ છોકરીને ભણાવતાં ભણાવતાં વિનય એના પ્રેમમાં પડી ગળકાં ખાવા માંડશે ? અને આ છોકરી ગાવા માંડશે: 'મોરે હૈયાના નાથ–આવો બીડું બાથ !

સુબોધ બોલી ઊઠ્યો : 'છટ્ ! ગાંડો થયો શું !'

અનિલે કહ્યું : 'ભાઈ, 'પેલો ચોટલીવાળો વૃદ્ધ ચાણક્ય પંડિત કહી ગયો છે કે ઘી અને અગ્નિ એને કોઈ ડાહ્યો માણસ ભેગાં નહિ રાખે–તમે શું એ શબ્દોને કેવળ ગાંજાખોરી સમજો છો ? અને એવું થઈ જાય તો એમાં ખોટું યે શું છે ? છોકરી જો સારા સ્વભાવની હોય, સારા કુળમાં જન્મેલી હોય, સારી રીતે શિક્ષણ પામેલી હોય. તો છોને થતાં એની સાથે વિનયનાં લગન ! શું બગડી જવાનું છે.—'

આમ કહી તે હસવા લાગ્યો.

પંદરેક મિનિટ પછી વિનય પાછો આવ્યો. બંને મિત્રોએ આતુર બની એને પૂછ્યું : 'શા ખબર છે ?'

વિનયે કહ્યું : 'ખબર ભારે છે. આ છોકરીને, એમને ઘેર જઈ, અઠવાડિયામાં ત્રણ દિવસ અંગ્રેજી ગાનવાદન શીખવવા મારે જવાનું છે. એનું નક્કી કરવા એ બાબુ આવ્યા હતા.'

'શું આપશે ?'

'પહેલાં મહિનાના સો રૂપિયા કહેતા હતા—પછી દોઢસો સુધી આવ્યા છે.'

અનિલે કહ્યું : 'અઠવાડિયામાં ત્રણ કલાક—મહિનાના ૧૨ કલાક—જરા ઓછું ખરું. પરંતુ ભાઈ, પ્રેકિટસ હજી નવેનવી છે—શું થાય કહો—હા પાડી દીધીને ?'

વિનયે કહ્યું : 'ના, રકમ ઓછી છે માટે મેં ના નથી પાડી. બધી વાત માંડીને કહું, સાંભળો, બાણુએ પહેલાં તો મારી ખુબ જ પ્રશંસા કરવા માંડી. પછી કહે, છોકરીને હજી પરણાવવી નથી. ઠીક ઠીક ભણેગણે પછી જ એને પરણાવવી છે. 'આર્યશક્તિ' માં મારે વિષે વાંચીને, એમના મનમાં એવી દઢ ઇચ્છા જાગી છે કે મારી પાસે તેમની છોકરીને ભણાવવા મુકવી અને એને અંગ્રેજી પદ્ધતિથી ગાનવાદન શીખવાડવાં. આમ કહી તેમણે છોકરીને કહ્યું : તું જરા પેલા ઓરડામાં જઈને બેસ તો, મા, હું એટલામાં આમની સાથે બધું નક્કી કરી નાખું છું. છોકરી ઊઠીને ગઈ. પછી તેમણે મારા કાનમાં ગુસપુસ કરી કહ્યું : 'આ છોકરી, મારી પરણેલી પત્નીની છોકરી નથી—પરંતુ મારી રખાતની છોકરી છે. ગમે તેમ પણ છોકરી ખરાબ રસ્તે જાય એવી મારી ઇચ્છા નથી—એટલે મારે એને સારી રીતે ભણાવવી ગણાવવી છે. હિંદુ સમાજમાં તો એનું ઠેકાણું પડવાનો સંભવ નથી, પણ હિંદુ સમાજની બહાર અથવા વિલાયત જઈ આવેલા સમાજમાં કોઈ સુપાત્ર મળી આવે તો એની સાથે આ છોકરીનું ઠેકાણું પાડી દેવું છે.'

અનિલે કહ્યું: 'અને એ વિલાયત જઈ આવેલા સુપાત્ર તું પણ હોઈ શકે, એવું પણ કદાચ એમના મનમાં હોય !'

વિનયે કહ્યું: 'તે કોણ જાણે. પરંતુ મેં એમને કહ્યું કે કોઈ સારા ઘરમાં જઈને ભણાવવા હું ખુશી છું. પરંતુ આવા સંજોગોમાં એ કામ મારાથી નહિ બને. મને માફ કરો ! હમણાં જ આ જવાબ દઈને આવ્યો ભાઈ ! રૂક્ષભાવ નહિ બોલ્યો, ખુબ વિનયપૂર્વક મીઠાશથી વાત કરી છે.'

સુબોધ અને અનિલ બંને એ કહ્યું: 'સારું કર્યું'.'

: ૬ :

પરંતુ કોઈ પણ સારા ઘરમાંથી પુત્રપુત્રીને ગાન વાદન શીખવવા માટે વિનયને નિમંત્રણ મળ્યું નહિ. ચાર પાંચ દિવસ પછી હરિબાબુ નામે એક માણસે આવી કલકત્તાના એક પ્રસિદ્ધ વકીલનું નામ દઈ, એના નોકર તરીકે પોતાનો પરિચય આપ્યો. તેણે કહ્યું: 'અમારા બાબુએ 'આર્યશક્તિ' માસિક પત્રમાં આપને વિષે વાંચ્યું છે. તેઓ આ શનિવારે કાશીપુરમાં પોતાના બાગમાં પોતાના મિત્રો સંબંધીઓને ઇવનિંગ પાર્ટી આપવાના છે. ત્યાં પધારીને આપ કંઇ આપનું સંગીત સંભળાવો એવી તેમની ઇચ્છા છે.'

વિનયે વિચાર કર્યો કે હાઇકોર્ટનો જાણીતો વકીલ પોતાના મિત્રો સંબંધીઓને બાગમાં નિમંત્રણ આપે છે અને ઇવનિંગ પાર્ટી આપે છે, એટલે એ પાર્ટીમાં કલકત્તાના કેટલાએ નામાંકિત માણસો આવવાના એ વાત નક્કી. આવા કદરદાનોની મેદનીમાં પોતાની કલાનો પરિચય આપવાની સુનેરી તક હાથથી જવા ન દેવી—એટલે

સુધી કે ફી થોડી ઓછી મળે તો યે વાંધો નહિ, પણ આ 'એંગેજ-મેન્ટ' તો સ્વીકારી જ લેવી.

તેથી તેણે પૂછ્યું: 'કેટલો વખત મારે બજાવવાનું છે?'

હરિબાબુએ કહ્યું: 'સાંજના સાતઆઠથી રાતના દશઅગિયાર સુધી—એથી વધારે નહિ.'

વિનયે કહ્યું: 'ત્રણ કલાક. ત્રણ કલાકની મારી ફી ઓસઠ રૂપિયા થશે.'

હરિબાબુ થોડીવાર વિનયની સામે જોઈ રહી બોલ્યા: '૬૪ રૂપિયા! કંઇ ઓછું નહિ થાય?'

વિનયે કહ્યું: 'એ મારી ફી છે.'

થોડીવાર ચૂપ રહી હરિબાબુએ કહ્યું: 'જી, તો હું બાબુને સમજાવી કરી હા પડાવીશ. પણ હેં...હેં! મારો પણ જરા વિચાર કરજો, હાં?'

'તમારો વિચાર?'

'જી, અમને અમારું કમીશન મળવું જોઈએ. વધારે નહિ. સેંકડે ૨૫ ટકા અમને મળવા જોઈએ.'

વિનયે વિચાર કર્યો: 'આ વળી શું! દલાલી આપવાની એમ? વાહ, તો કયા ધંધામાં દલાલી નથી આપવી પડતી! વકીલ બારિસ્ટરો પણ દલાલી આપે છે એમ સાંભળ્યું છે. એટલે આની જો

અત્યારે ચૂંથાચૂંથ કરવા બેસીશ તો કામ બગડી જશે. એ પોતાના શેઠનાજ રૂપિયા પચાવે છે તો છોને પચાવતો.—મારે એમાં શા સારૂ માથું પકવવું જોઇએ?'

આમ વિચારી તેણે જવાબ દીધો : 'ભલે, તેની ચિંતા ન કરશો.'

હરિબાબુએ કહ્યું : 'ચોસઠમાંથી સોળ જતાં બાકી રહ્યા રૂપિયા અડતાળીસ—આ લો!'

આમ કહી એણે ગજવામાંથી રૂપિયા કાઢી ગણી આપ્યા, ને કહ્યું : 'એ દિવસે સાંજે અમે મોટર મોકલી આપીશું—આપ જરૂર પધારજો. અમારી જ મોટર પાછી આપને ઘેર પહોંચાડી જશે. આ ચોસઠ રૂપિયાની જરા પહોંચ લખી આપો!'

વિનયે દલાલી આપવાની હા પાડી હતી—એના મનથી એમ કે એ એના શેઠના રૂપિયા ચોરી ખાય છે તો એમાં મારે શું?' આ દલીલ કરી એણે એના મનને મનાવ્યું હતું. પરંતુ અડતાળીસ રૂપિયા લઇ ચોસઠ રૂપિયાની પહોંચ લખી આપતાં એનો જીવ ચાલ્યો નહિ.

તે બોલ્યો : 'મશાય, માફ કરજો, અડતાળીસ રૂપિયા લઇને ચોસઠ રૂપિયાની પહોંચ હું નહિ આપી શકું.'

હરિબાબુએ કહ્યું : 'ભલે તો રહેવા દો પહોંચ, નહિ હશે તો ચાલશે. તો હવે હું જાઉં, મશાય—ગુડમોર્નિંગ સર!'

આમ કહી સલામ કરી એ ચાલી ગયો.

શનિવારે સાંજે પોતાનાં વાજીંત્રો લઇને વિનય તૈયાર થઇ બેઠો હતો. સાત વાગ્યા, આઠ વાગ્યા; તોયે કોઇ એને લેવા મોટર લઇને આવ્યું નહિ. તે મનમાં મનમાં ચીડાઇને વિચાર કરવા લાગ્યો : આપણા દેશના લોકોને વખતની કિંમતની ખબર નથી.—પછી એ ગમે તેવો તાલેવાન હોય કે પંડિત હોય! ભલે એને આવવું હોય ત્યારે આવે! પરંતુ હું અગિયાર વાગ્યા પછી એક મિનિટ પણ ત્યાં બેસવાનો નથી.'

રાતના આઠ વાગે વિનય વાળુ કરવા બેઠો સાડા આઠ વાગે તે જમી રહ્યો, તોયે કોઇ આવ્યું નહિ. વિનયને થયું, વખતે વકીલ સાહેબને ઘેર કોઈ અણધારી આપત્તિ આવી પડવાથી તેમની ઇવનિંગ પાર્ટી બંધ રહી હશે તેથી કોઇ બોલાવવા આવ્યું નથી. જમ્યા પછી ડ્રોઇંગ રૂમમાં પિયાનો આગળ બેસી તેણે સંગીતમાં મન પરોવ્યું.

નવ વાગતાં, તેના ઘર આગળ એક મોટર આવીને ઊભી રહી. હરિબાબુ આવ્યા હતા. વિલંબને માટે માફી માગી તેમણે વિનયને ઉતાવળ કરવાનું કહ્યું. વિનય તો તૈયાર જ હતો. તેનો નોકર કેટલાંક વાજીંત્રોની પેટીઓ મોટરમાં મૂકી શોફરની જોડમાં બેસી ગયો. વિનય હરિબાબુની સાથે અંદર બેઠા.

ગાડી ઉપડી.

અડધા કલાકમાં મોટરે કાશીપુરના બાગમાં પ્રવેશ કર્યો. બીજા માળના ખંડમાંથી વીજળીનો ધોધમાર પ્રવાહ બહાર ધસી આવતો હતો એટલું જ નહિ. પણ સ્ત્રીના ગળામાંથી નીકળતી

ગીતલહરી, હાર્મોનિયમ અને તબલાંના અવાજની સાથે ભળીને હવાને ભરી રહી હતી.

હરિબાબુ વિનયને બીજા માળની ઓસરીમાં લઈ જઈને બોલ્યા : 'અહીં જરા બેસો, આ ગીત પૂરું થાય કે હું બાબુને ખબર આપું છું.'

આમ કહી તેણે વિનયને બેસવા માટે બાંકડો દેખાડયો.

બહારથી અંદર ડોકિયું કરી વિનયે જોયું, તો એક મોટા ખંડમાં, વીસેક ગૃહસ્થો હતા, કોઈ બેઠેલા હતા, તો કોઈ લાંબા થઈને પડયા હતા. કોઈએ અંગ્રેજી ઢબનો રાત્રિપોશાક પહેર્યો હતો, તો કોઈએ ધોતિયું પહેર્યું હતું. લગભગ દરેકના હાથમાં દારૂની પ્યાલી હતી. એક તરફ ડઝનેક 'વિદ્યાધરી'ઓ બેઠેલી હતી, તેમની આગળ પણ મદિરાની પ્યાલીઓ હતી, કોઈ સીગરેટ ફૂંકતી હતી. તેમાંની એક, બેઠકની સામે, ઝાંઝરના તાલેતાલે હાવભાવ કરીને ગાતી હતી :

> હાય રે મેરા હિયામાં આજે
> નેહની અગન લાગી..........

આ જોઈ વિનયનું લોહી ગરમ થઈ માથે ચડી ગયું. તે મનમાં મનમાં બોલ્યો : 'તારા હિયામાં નહિ, તારા કપાળમાં!'

ગુસ્સે થઈ તેણે હરિબાબુને પૂછયું : 'જનાબ, આ શું તમારી ઇવનિંગ પાર્ટી છે?'

હરિબાબુ નવાઇ પામી બોલ્યા: 'કેમ, સાહેબ?'

વિનયે તીખાશથી કહ્યું: 'તમે તે વખતે મને ખુલ્લું કેમ કહ્યું નહિ? તો હું આ એંગેજમેન્ટ કદી કબૂલ કરત નહિ.'

હરિબાબુએ કહ્યું: 'તમે તો ભારે કરી મશાય! આમાં વળી ખુલ્લું કહેવાનું શું હતું તે? મેં શું નહોતું કહ્યું કે અમારા બાબુ એમના કાશીપુરના બાગમાં—'

'ઇવનિંગ પાર્ટી આપે છે એવું તમે તો કહ્યું હતું. પરંતુ આ ક્યાં ઇવનિંગ પાર્ટી છે?'

'તો શું છે?'

'આ તો લંપટ પાર્ટી છે–દારૂડિયા પાર્ટી છે!'

વિનયનો ગુસ્સો જોઈ હરિબાબુ મૂંઝવણમાં પડી ગયા. તે બોલ્યો: 'એવું બધું હું ન સમજું, મશાય! કલકત્તાના મોટા માણસો જ્યારે પાર્ટી આપે છે ત્યારે આવુંજ બધે હું જોતો આવ્યો છું.'

વિનય પહેલાંના જેવા કંપતા અવાજે બોલ્યો: 'તમે શું એમ ધાર્યું હતું કે આવી મંડળીમાં આવીને હું ગાવા બેસીશ?'

આ વખતે હરિબાબુ પણ ગુસ્સે થઇ ગયા. તે બોલ્યા: 'તો શું તમે એવું ધાર્યું હતું કે શનિવારની રાતે બાગમાં ભાગવત વંચાવાનું છે? ખરા છો તમે તો!'

વિનયે કહ્યું : 'હા, હું ખરો છું! તમારા બાબુને કહેજો કે અહીં હું ગાવા વગાડવાનો નથી—હજાર રૂપિયા આપો તો પણ નહિ. તમે કાલે મારે ઘેર આવીને તમારા રૂપિયા પાછા લઈ જજો. હવે મહેરબાની કરીને મને મારા મુકામે પહોંચાડવાનો બંદોબસ્ત કરી આપો.'

'ભલે, તો હું જઈને બાબુને એ પ્રમાણે કહી આવું.'

આમ કહી હરિબાબુએ અંદર પ્રવેશ કર્યો, અને સભાની વચમાં ઘેરાતી આંખે બેઠેલા પોતાના શેઠના કાનમાં તેણે કંઈક કહ્યું—શું કહ્યું તે વિનય સાંભળી શક્યો નહિ.

પણ બાબુએ મોટેથી જવાબ દીધો: 'અચ્છા, નેવર માઈન્ડ! જાને દો, શાલાકો, નહીં મંગતા.'

વિનયને થયું કે એક કૂદકે મારી અંદર કૂદી પડી ગડદા-પાટુ લગાવી, અડધા સૂતેલા એ દારૂડિયાને મોં ચાટતો કરી દઉં. પરંતુ મહામહેનતે તેણે મન વશ રાખ્યું.

હરિબાબુએ બહાર આવી વિનયને પાછો મોકલવા માટે મોટરનો બંદોબસ્ત કરી આપ્યો.

: ૭ :

કલકત્તાના ધનવંતો બાગમાં કેવી ઇવનિંગ પાર્ટી આપે છે તેનો પ્રત્યક્ષ અનુભવ થવાથી વિનયે પ્રતિજ્ઞા કરી કે હવે ફરી કદીયે હું પાર્ટીનું નિમંત્રણ સ્વીકારીશ નહિ.

સંગીતકલા પ્રતિ આ દેશમાં પૈસાદારોને કેટલો પ્રેમ છે, તે ધીમે ધીમે વિનયને સમજાવા માંડયું. ગાંઠનો પૈસો ખરચાઇ જવા આવ્યો, ધીમે ધીમે એની આજીવિકા ચાલવી મુશ્કેલ થઈ પડી.

અગાઉ નક્કી કર્યાં મુજબ, મ્યુઝિકલ રીસાઇટલ આપવા માટે, ખૂબ પરિશ્રમે તેણે સ્વરલિપિ તૈયાર કરી. અને તેની પ્રેકિટસ પણ કરવા માંડી હતી. તેને થયું પૈસાદારો પાસેથી હવે કશી આશા રાખવી નકામી છે, મધ્યમ વર્ગમાં કદાચ તેની વિદ્યાની કદર થવાનો સંભવ છે. આથી, દિવસ નક્કી કરી, થિયેટર ભાડે લઈ આખા ગામમાં પોસ્ટરો અને જાહેરખબરો દ્વારા જાહેરાત કરી

તેણે ઉપરાઉપરી ત્રણ સોમવારે પરફૉર્મન્સ આપ્યાં. પરંતુ એમાં પણ એને નિરાશ થવું પડયું. ટિકીટોની આવકમાંથી, જાહેરખબરનું ખર્ચ, નાટકઘરનું ભાડું, અને વીજળીનું ખરચ પણ પૂરું નીકળ્યું નહિ--કમાણી થવાની વાત તો આવી રહી. પ્રયોગો જોયા પછી ઘેર જતી વખતે ઘણાઓ એવું બોલતા સંભળાતા હતાઃ 'પુ! પુ! નથી કોઇ છોકરી, નથી કંઇ, પૈસા ખરચીને લોકો આવું તે જોવા આવતા હશે!'

ખૂબ પ્રયત્ન પછી, ગૃહસ્થ ઘરમાં વિનયને ત્રણ ટ્યુશન મળ્યાં. પગાર બહુ ઓછો હતો, પરંતુ નછૂટકે તેનો સ્વીકાર કરવો પડયો, નહિ તો આજીવિકા ચલાવવી કઈ રીતે?

આવી રીતે દીવાળી આવી અને ગઈ. ઠંડીના દિવસો આવ્યા, ડિસેમ્બર મહિનામાં એક મજલીસમાં વિનયને નિમંત્રણ મળ્યું. કોઇ 'બાગ'માં નહિ, પણ ગૃહસ્થના ઘરમાં. નક્કી કરેલે દિવસે ને સમયે વિનયે હાજર થઇ, પોતાની વિદ્યાનો પરિચય આપ્યો. કેટલાયે ગૃહસ્થો નિમંત્રણને માન આપી પધાર્યા હતા. પડદાની પાછળ, ઘરની સ્ત્રીઓ પણ સાંભળવા બેઠી હતી. ત્રણ કલાક વગાડયા પછી, વિનયનાં ખૂબ ખૂબ વખાણ થયાં. રાતના દશ વાગે સભા વિખરાવાની વખતે, એક ગૃહસ્થે એકદમ ઊભા થઇ જઈ કહ્યું: 'ભાઈ! આજે તેં અમને ખરેખરો આનંદ આપ્યો છે. વિલાયત જઇને ભણી આવ્યો તે સાર્થક થયું છે. તારું મહેનતાણું જે ઠરાવેલું છે તે તો ઘરધણી તને આપશે જ, પણ હું અહીં આ નિમંત્રણને માન આપીને આવ્યો છું, અને આ મારી શાલ તને બક્ષિસ આપું છું!'

આમ કહી તેણે હસતાં હસતાં, પોતાના ખભા પરથી શાલ ઉતારી, વિનયની ઉપર ફેંકી.

પ્રશંસા સાંભળીને આજે વિનયને જે આનંદ થયો હતો તે એક પલકમાં ક્રોધ અને ક્ષોભમાં ફેરવાઈ ગયો. તેનો સ્વર કંપવા લાગ્યો ને બોલ્યો: 'મશાય, હું ગાઈબજાવું છું એ વાત ખરી, પણ હું તમે ધારો છો તેવો ગાનારો બજાવનારો નથી. આવી રીતે મારું અપમાન કરવાનો તમને કાંઈ હક નથી.'

આમ કહી તેણે શાલ એ ગૃહસ્થની તરફ પાછી ફેંકી દીધી.

ઉત્સવ સભામાં એકદમ જાણે વજ્રપાત થયો. સૌ સ્તબ્ધ થઈ ગયા. તે ગૃહસ્થે કહ્યું: 'કેમ ભાઈ, આમાં તમારું શું અપમાન થઈ ગયું? આવી રીતે કલાકારની કદર કરવાનું આપણા દેશમાં તો ઘણા વખતથી ચાલતું આવ્યું છે.'

આમ કહી તેમણે લાલ આંખે નીચું જોઈ, શાલ ઉપાડી લીધી.

ઘરધણી અને બીજા ભદ્રલોકો દોડી આવ્યા, અને બંનેને મીઠી જબાનથી સમજાવી ઠંડા પાડવા લાગ્યા. પરિણામે, બંનેએ અરસપરસ માફી માગી અને એક બીજાના હાથ મિલાવી શાંતિ પકડી.

પરંતુ; આ પછી વિનયે એ ધંધામાંથી સ્વેચ્છાએ વિદાય લઈ લીધી. હવે તે કલકત્તાની કોઈ એક કૉલેજમાં પ્રોફેસર પદ કરીને પોતાની જીવન યાત્રા નભાવી રહ્યો છે. સુબોધ અને અનિલે કાયદાની પરીક્ષા પાસ કરી છે, અને હવે તેઓ નીચલી અદાલતમાં વકીલાત કરે છે. ત્રણે જણા એક ઘર ભાડે રાખી. સાથે જ રહે છે.

# લેડી ડાકતર

## : ૧ :

પૂર્વ બંગાળામાં નદીને કિનારે એક નાના સરખા બંગાળી ઘરના આંગણામાં એક પચીસેક વરસનો દેખાવડો યુવક કોટ પાટલૂન પહેરીને, આરામ ખુરશીમાં બેસી ચા નાસ્તો કરતો હતો.

એનું નામ સત્યેન્દ્રનાથ ઘોષ. એ ડેપ્યુટિ મેજિસ્ટ્રેટ હતો અને આ તાલુકાનો બીજો અમલદાર હતો. એના પિતા એક પ્રખ્યાત પહેલા દરજ્જાના ડેપ્યુટિ હતા. નોકરીમાંથી પેનશન પર ઊતરતી વખતે સાહેબોને વળગીને તરતમાં જ બી. એ. પાસ થયેલા પોતાના મોટા છોકરાને તેમણે ડેપ્યુટિપદે નીમાવી દીધો હતો, અને તે પછી છ મહિના બાદ નિશ્ચિંત મને પરલોક તરફ પ્રયાણ કર્યું હતું.

ભાદરવો મહિનો હતો. નદી બેય કાંઠે વહેતી હતી, દૂર દૂર માછીમારોની ત્રણ ચાર હોડીઓ દેખાતી હતી. આકાશ વાદળાંથી

ઘેરાયેલું હતું. નદીના સામા કાંઠે રહી રહીને વીજળીના ચમકારા થતા હતા.

ઓસરીની નીચે જ બગીચો હતો. સફેદ, લાલ અને વાદળી–વિવિધ રંગમાં દેશી અને વિલાયતી ફૂલ ખીલેલાં હતાં, રાતે વરસાદ પડવાથી ફૂલનું મધ ધોવાઈ ગયું હતું. તેથી ભમરાઓ નિરાશ થઈને ગુનગુન સ્વરે વિલાપ કરતા ઊડતા હતા. બગીચાની ચારે તરફ વાંસની વાડ હતી. વાડ ઉપર ફૂલ વેલો ચડેલી હતી, બગીચાને છેડે લાકડાનો ફાટક હતો.

સત્યેન્દ્રનાથ હજી પૂરો સાહેબ થયો નહોતો, તો પણ એનામાં સાહેબી ભાવ પૂરેપૂરો હતો. ટૂંકમાં આપણે તેને 'ભાવુક સાહેબ' કહી શકીએ, બાબુ કહીએ તો એ ગુસ્સે નથી થતો, પરંતુ સાહેબ કહીને બોલાવીએ તો ખુશી થાય છે. ઘરમાં ધોતિયું પહેરવાને એને ખાસ વાંધો નથી, પરંતુ પાયજામા સૂટને જ તે સુરૂચિ—સંગત ગણે છે. રસોયો બ્રાહ્મણ છે, તે શાસ્ત્રનુસાર હિંદુ મતે રસોઇ કરે છે, પરંતુ ખાનસામા ખલીલ મીયા મુરઘી રાંધી લાવે છે અને ટેબલ ઉપર છરી, કાંટો, ચમચો વગેરે ગોઠવી જાય છે.

આ બંગલામાં સત્યેન્દ્રનાથ એકલો રહે છે—તેમની પત્ની ગુજરી ગઇ છે. બીજું કોઇ સગું સંબંધી પણ અહીં સાથે નથી.

ચા પાણી પતાવીને સત્યેન્દ્રે પટાવાળાને બૂમ મારી.

હુકમ મુજબ પટાવાળો પાઈપ, તમાકુનો ડબો અને દીવા-સળીની પેટી મૂકી ગયો.

પાઈપ સળગાવી સત્યેન્દ્રે મૂંગાં મૂંગાં ધૂમ્રપાન કરવા માંડ્યું.

અંગ્રેજી સૂટમાં સજ્જ બંગાળી જ્યારે મોંમાં પાઇપ ઘાલીને બેસે છે ત્યારે તે સંપૂર્ણ સાહેબ જેવો ન દેખાતો હોય, તો પણ છેવટે ફીરંગીના જેવો તો દેખાય જ છે. તમે બંગાળના દીકરા છો, ગમે તેટલાં અંગ્રેજી ઢબે બની ઠનીને બેસો, તો પણ તમારા મોંનું લાલિત્ય, તમારી બુદ્ધિ અને તમારા સૌન્દર્યની છટા વગેરે પરથી તમારું બંગાળીપણું પકડાઇ ગયા વગર નહિ રહે. પરંતુ પાઇપ દાંતમાં દબાવતા જ મુખનો ભાવ કંઇક બદલાઈ જાય છે,—મોમાંજ કંઈક કઠોરતા દેખાય છે—જાણે હમણાં નજીવું પણ કારણ મળતાં એ 'ડેમ ફૂલ!' કરીને ઊભા થઇ જશે એવું લાગે છે!

આથી બિચારા સત્યેન્દ્રનાથે મહા કષ્ટે પાઇપની ટેવ પાડી છે. જ્યારે પહેલવહેલા નોકરી પર ચડી, સાહેબપણું કરવા માટે તેણે પાઇપ મોંમાં ઘાલી, ત્યારે તેને કેવું વીત્યું હતું. પહેલીવાર પાઇપનો સ્વાદ લીધા પછી તે દોડતો ઓસરીના બીજા છેડા લગી પહોંચી ગયો હતો અને ભદ્ર સમાજમાં વાત પણ ન કરી શકાય, એવું નિષિધ્ધ કર્મ કરી બેઠો હતો. માથા પર ઘડા ને ઘડા ઠંડું પાણી રેડ્યું પથારીમાં પડી બે કલાક પવન ખાધો, કેટલું ઊંઘ્યો ત્યારે તે કંઈક સ્વસ્થ થયો.

તે વખતે તે ખૂબ પૈસા આપીને ખૂબ નરમ તમાકુ ખરીદી લાવતો; તો પણ તેના તીવ્ર ધુમાડાથી તેની જીભ એકદમ સળગી જતી. એટલી બધી સળગી જતી કે મીઠાવાળું શાક ખાતા જતાં તેની આંખોમાંથી આંસુ નીકળી આવતાં.

પણ હવે એ દિવસો વીતી ગયા છે. નરમ તંબાકુ હવે તેને ગમતી નથી.

કોઈ એક સચિત્ર વિલાયતી માસિક પત્રનાં પાનાં ઉથલાવતાં ઉથલાવતાં સત્યેન્દ્ર ધૂમ્રપાન કરવા લાગ્યો. એક કરતાં આઠ વાગ્યા. વાદળાં વીખરાયાં, ને જરા તડકો નીકળ્યો.

એટલામાં પટાવાળો પોસ્ટ ઑફીસમાંથી ટપાલ લઈ આવ્યો.

ટપાલમાં એક છાપું હતું, એક કોઈ અંગ્રેજી ફર્મનું કૅટલોગ હતું, એક ઘરનો કાગળ હતો, અને એક પરબીડિયા પર છોકરીના જેવા અપરિચિત હસ્તાક્ષરે સરનામું લખેલું હતું. કુતૂહલવશ થઈ એ છેલ્લું પરબીડિયું જ સત્યન્દ્રે સૌથી પહેલું ઉઘાડી વાંચવા માંડ્યું. તેમાં આ પ્રમાણે લખ્યું હતું:

કલકત્તા

મહાશય,

દયા કરીને મારી નીમણુંકનો ઑર્ડર મોકલ્યો તે મળતાં મેં આપને અસંખ્ય ધન્યવાદ આપ્યા છે.

હું આવતી કાલે અહીંથી નીકળીને પરમ દિવસે શનિવારે સવારે સાતની ગાડીએ ત્યાં ઉતરીશ. એ પ્રદેશમાં મેં કદી પગ દીધો નથી—બધું જ મારું અજાણ્યું છે, ત્યાં લેડી દાકતરને માટે ક્વાર્ટર્સ છે કે કેમ તેની મને ખબર નથી. ન હોય તો હું ક્યાં જઈને રહીશ ને શું કરીશ તેની મને કાંઈ જ સમજ પડતી નથી.

પરંતુ મારા સદ્‌ભાગ્યે આપ બંગાળી સજ્જન છો, આપ પોતે જ હૉસ્પિતાલ કમિટિનાં સેક્રેટરી છો, એટલે મને આશા રહે છે કે એ દેશ નવો છે છતાં ત્યાં મને કોઇ પણ વાતે અગવડમાં મુકાવું નહિ પડે. હું ધારું છું કે આપ ત્યાં સહકુટુંબ રહો છો. એટલે જો આપને અગવડ ન હોય તો હું ત્યાં એકાદ બે દિવસ આપને ત્યાં રહી શકું ખરી ? એ એક બે દિવસમાં હું મારું ઘર નકકી કરી નાખીશ.

મારી આયા પણ મારી સાથે આવશે—મારી રસોઇ તે કરે છે. કૃપા કરી મારે માટે એક મુસલમાન ખાનસામો શોધી રાખશો. આપને આટલી તકલીફ આપવી પડે છે—આશા રાખું છે કે આપ મારો અપરાધ ક્ષમા કરશો.

બીજી પણ એક વિનતિ કરી શકું ? હું એકલી અસહાય નારી છું. સ્ટેશને ઊતરતાં હું એકલી હોઇશ. આપનો મુકામ વખતે શોધી શકું કે ન પણ શોધી શકું. કૃપા કરી આપ ગાડીના વખતે સ્ટેશને પધારશો તો આપનો ખૂબ ઉપકાર માનીશ.

વિનીતા

કુમારી સુબાલા મજુમદાર.

કાગળ બંગાળીમાં લખેલો હતો એટલે પહેલાં તો સત્યેન્દ્ર-નાથનું મન ખિન્ન બની ગયું, પણ પછી પરબીડિયા પરનું સરનામું જોઈ તેને કંઈક સાન્ત્વન મળ્યું. પરબીડિયા પર 'બાબુ' લખેલું નહોતું, 'એસ્કવાયર' લખેલું હતું. તેણે ધાર્યું કે અંગ્રેજીમાં લખવાનો એટલો મહાવરો નહિ હોય તેથી કાગળ બંગાળીમાં લખ્યો છે—

બંગાળીમાં લખાને મારું અપમાન કરવાનો તેનો હેતુ હોય એવું હું નથી માનતો. પરબીડિયા પર અંગ્રેજી અક્ષરોની લઢણ તે કેટલીયે વાર સુધી જોઈ રહ્યો.

એ અક્ષરો જોતાં જોતાં સત્યેન્દ્રના મનમાં એક અપૂર્વ રસનો સંચાર થયો. જે બંગાળી છોકરીઓ આપણી દાદીના વખતમાં બિલકુલ નિરક્ષર હતી, આપણી કોઈ માસીના વખતમાં જેમ તેમ ચિઠ્ઠી ચપાટી લખી શકતી, કે બહુ તો રામાયણ મહાભારત વાંચી શકતી. અને હાલમાં માસિક પત્રો કે નાટક નવલકથાઓ બહુ વાંચતી હોવા છતાં યે કાગળ લખવામાં હજાર ભૂલો કરે છે —તેમાંની જ આ એક છોકરીએ અહીં શુદ્ધ સ્વચ્છ અંગ્રેજી અક્ષરે મારું સરનામું લખ્યું છે!

સત્યેન્દ્રના મનમાં કોઈ નૂતનત્વની આકાંક્ષા જાગવા માંડી. તે મનમાં બોલ્યોઃ જે જાતની બંગાળી છોકરીઓ મેં જોઈ છે, તેઓ સાડીની નીચે શેમિજ પહેરે છે, કમરે રેશમી રૂમાલ પણ ખોસે છે, પરંતુ પગમાં જોડા પહેરતાં વીલાઈ જાય છે, પણ આ સુબાલા એ જાતની છોકરી નથી. એ શ્રીમતી સુબાલા દાસી નથી, પણ મીસ મજમદાર છે. પગમાં જોડા છે, મોજાં છે, મોં પર ઘૂમટો નથી, એની ઘોડાગાડીને પડદા પાડેલા નથી, એ શેઠાણી નથી, મા નથી, બહેનબા નથી, પણ મેમસાહેબ છે.

આકાશમાં ફરી વાદળાં ચડયાં, નદીમાં મોજાં જોરથી ઉછળવા લાગ્યાં. બગીચામાં લાલ ગુલાબ પવનમાં વધારે ઝોલા ખાવા લાગ્યાં, અને સત્યેન્દ્રના મનમાં ધીરે ધીરે એક કલ્પના મૂર્તિ જાગવા લાગી.

: ૨ :

બીજે દિવસ સવારે સત્યેન્દ્રનાથ રોજના કરતાં વહેલો પથારીમાંથી ઊઠ્યા—આજે સાતની ગાડીમાં મીસ મજુમદાર—સુબાલા—આવવાની છે. ઝટપટ ચા નાસ્તો પતાવીને આયનામાં મોં જોઇ, એણે ખૂબ કુશળતાપૂર્વક પોતાનું ક્ષૌર કર્મ પતાવવા માંડ્યું. એ પૂરું થયા પછી, હાથ મોં ધોઇ, તેણે સફાઇપૂર્વક કપડાં પહેરવા માંડ્યા.’

પોણા સાત વાગે બાબુ સાહેબ તૈયાર થઇ ગયા, મોંમાં પાઇપ ઘાલી હાથમાં લાકડી લઇ, તેઓ સ્ટેશન તરફ ચાલી નીકળ્યા.

કાલે કાગળ મળતાં બિચારો બહુ મુંઝવણમાં પડી ગયો હતો. મીસ મજુમદાર સમજે છે કે મારા ઘરમાં સ્ત્રી છે, છોકરાં છે,—પરંતુ દુર્ભાગ્યે (અથવા સદ્‌ભાગ્યે) મારા ઘરમાં એવું કોઇ નથી. બંગલામાં જગા તો ઘણી યે છે, પરંતુ અપરિણિતના ઘરમાં કોઇ

અજાણી, સગી ન હોય એવી યુવતીને ઉતારાય ખરી? લોકો શું કહે? અને એ યુવતી એવી રીતે ઊતરે પણ ખરી?

તો સુબાલાને ઉતારવી ક્યાં? સબ ડિવિઝનલ ઓફિસર સુરેશબાબુ પોતે એવા ચુસ્ત 'હિંદુ' નથી, પણ તેમની ગૃહિણી વિચિત્ર ધરમ કરમ કરનારી છે. તે આ જૂતાં, મોજાં, લેસ, બ્લોચ વગેરે પહેરનારીને વહાલથી પોતાના ઘરમાં બોલાવે એવી આશા રાખવી ખોટી.

તો પછી એ બિચારીનું કરવું શું?

ડાક બંગલો છે. પરંતુ ડાક બંગલામાં રહેવાનું રોજના પાંચ છ રૂપિયા ભાડું છે. તે બિચારી અહીં સાઠ રૂપિયાના પગારે નોકરી કરવા આવે છે, અને અહીં ઘર શોધી કાઢતાં જો બે ચાર દિવસ મોડું થયું તો આટલો ખરચો એ ક્યાંથી કાઢવાની?

હં, નક્કી થઇ ગયું. છેવટે સત્યેન્દ્રને અક્કલ આવી. તેણે સુબાલાને ડાક બંગલામાં ઉતરવાનું જ નક્કી કર્યું. ડાક બંગલાનો ખાનસામો એકલી ચા કરી આપશે, બાકી બધું ખાવાનું પોતાના બંગલામાંથી મોકલવાનું તેણે ઠરાવ્યું. આમ કરવાથી ખરચ પણ ઘણું ઓછું આવશે, રોજના બે રૂપિયાથી વધારે ખરચ નહિ થાય. એટલું તો સુબાલા સહેલાઇથી આપી શકશે.

ગઇ કાલે મધરાત લગી જાગીને છેવટે સત્યેન્દ્રે ઉપર પ્રમાણે વ્યવસ્થા કરવાનું નક્કી કર્યું હતું. એની ચિંતામાં ને ચિંતામાં મોડી રાતે એનું માથું એવું ગરમ થઇ ગયું હતું કે પછી એને ઊંઘ આવી જ નહિ. બાથરૂમમાં જઇ હાથે પગે તેણે ઠંડુ પાણી

રેડયું, અને કાન મોં સારી પેઠે ધોયાં, ત્યારે તેને જરા ઊંઘ આવી.

સ્ટેશન બહુ દૂર નહોતું. દશ મિનિટમાં જ સત્યેન્દ્ર પ્લેટફોર્મ પર આવી પહોંચ્યો. ગાડી જ્યારે ભયાનક ગર્જના કરતી સ્ટેશનમાં પ્રવેશી ત્યારે સત્યેન્દ્રની છાતીમાં પ્રબળ નૃત્ય શરૂ થઇ ગયું.

ગાડી ઊભી રહેતાં, બીજા વર્ગના સ્ત્રીઓના ડબામાંથી સુબાલાની આયાએ ડોકું બહાર કાઢી કુલી કુલી કરીને બૂમો પાડવા માંડી. સત્યેન્દ્ર એ તરફ ગયો.

તેણે જોયું તો, અરે વાહ—ઘાઘરાવાળી આયાને બદલે સાડીવાળી કોઇ બંગાળી બાઇ ઊતરતી હતી.

તેની પાછળ સુબાલા પણ ઊતરી.

સત્યેન્દ્રે જોયું તો તેણે બદામી રંગની પારસી સાડી પહેરેલી હતી, બદન પર તેવા જ રંગનું આલપાકાનું જાકીટ હતું, માથા પર લેસ હતી, ઓગણીસ વીસ વરસની એ ગોરી યુવતી ચપળ નજરે જાણે શોધી રહી હતી.

સત્યેન્દ્ર તેજ વખતે આગળ આવ્યો, અને માથાપરથી હેટ ઉતારી બોલ્યો: 'Have I the pleasure of speaking to Miss Majumdar? (કુમારી મજુમદારની સાથે વાત કરવાનો આનંદ અત્યારે મને મળી રહ્યો છે શું?'

સુબાલા એ ડગલાં આગળ વધી ધીમેથી નમસ્કાર કરી બોલી; 'જી એ હું. આપને મિસ્ટર ઘોષે મોકલ્યા છે?

'અહીં કોઈ નથી.'

'કોઈ નથી? તો હું આપને ત્યાં કેવી રીતે આવું?'

સુબાલાનો આ સંકોચવાળો ભય જોઈ સત્યેન્દ્ર મનમાં મનમાં ખુશી થયો.

તે બોલ્યો: 'તમને હું મારે ઘેર નથી લઈ જતો, ડાક-બંગલામાં લઈ જાઉં છું.'

સુબાલા શંકિત બની બોલી: 'ડાકબંગલામાં? ત્યાં તો બહુ ખરચ આવે છે.'

સત્યેન્દ્ર બોલ્યા: 'એની તમે ચિંતા ન કરશો.'

સુબાલા સત્યેન્દ્રની તરફ કૃતજ્ઞ દૃષ્ટિએ જોઈ રહી.

એમ કરતાં બંને ડાકબંગલામાં આવી પહોંચ્યાં.

ખાનસામાએ આવી સાહેબને સલામ કરી એક કમરો ઉઘાડી આપ્યો.

સત્યેન્દ્રે કહ્યું: 'ચા બા કંઈ તૈયાર છે?'

ખાનસામાએ કહ્યું: 'જી, હા.'

લેડી ડાકતર આવવાના છે એવું સત્યેન્દ્રના પટાવાળાએ ક્યારનું યે ખાનસામાને કહી રાખ્યું હતું.

'હું જ મિસ્ટર ઘોષ છું.'

'ઓહ—આપ પોતે ? મેં તો ધાર્યું કે આપ તેમના નાના ભાઇ હશો, આપ પોતે આટલી તકલીફ લઇને પધારશો એવું મે નહોતું ધાર્યું.'

સત્યેન્દ્ર અંગ્રેજી પરથી તરજૂમો કરીને બોલ્યો: 'તકલીફ શાની, આનંદ. ગાડીમાં આપને કંઇ અગવડ તો નથી પડીને ?'

'ના, ખાસ કંઇ નહિ.'

આ દરમિયાન મજૂરોએ સુબાલાનો સામાન માથા પર ઉપાડી લીધો હતો.

સત્યેન્દ્રે પૂછ્યું: 'બ્રેકવાનમાં કંઇ છે ?'

'ના, બ્રેકવાનમાં કંઇ જ નથી. એક ખાટલો, બે ટેબલ, એક કબાટ અને ચાર ખુરશીઓ માલ ગાડીમાં ચડાવી દીધાં છે. એને આવતાં કેટલા દિવસ લાગશે, કહો તો ?'

'માલ ગાડીને આવતાં વાર લાગે છે—અઠવાડિયું તો થાય. તમે ચાલો.'

સુબાલા ધીરેધીરે સત્યેન્દ્રની પાછળ પાછળ ચાલી. સ્ટેશન પરનાં બધાં માણસો એ નવા પ્રકારના પ્રાણીને મોં ફાડી જોઈ રહ્યાં.

રસ્તે જતાં જતાં સુબાલાએ પૂછ્યું: 'અહીં આપના ઘરમાં કોણ કોણ છે ?'

સત્યેન્દ્ર બોલ્યો : 'મેમસાહેબ કા વાસ્તે ચા લે આઓ.'

ખાનસામાએ પૂછ્યું : 'હજુર, છોટા હાજરી લઇને આવેંગે કે એકલી ચા?'

બિચારો બંગાળી મુસલમાન હતો, હિંદી બિંદી તેને બોલતાં ફાવતું નહોતું, પરંતુ સાહેબ લોકોની સાથે તો હિંદી બોલવું જોઇએ ને?

ખાનસામાને છોટા હાજરી લાવવાનો હુકમ કરીને, સુબાલાની સામે જોઈ સત્યેન્દ્રે કહ્યું : 'તો તમે હવે હાથ મોં ધોઇ ચા પી જરા આરામ લો. અગિયાર વાગે મારે ઘેરથી તમારે માટે બ્રેકફાસ્ટ આવશે. બીજી જો કાંઇ જરૂર બરૂર પડે તો—'

સુબાલા બોલી : 'ભલે, આપની મહેરબાની હું કદી ન ભૂલું. એક વાત પૂછું?'

'પૂછો.'

'જુઓ, ડાક બંગલામાં રહેવાનું ખરચ ઘણું આવે છે. જો કે એ ખરચ તમે આપશો એમ કહ્યું, પણ નાહક રૂપિયા શું કામ બગાડવા? જો આપને સગવડ ન હોય તો આજે સાંજના જ કોઈ ઘર શોધી કઢાય તો સારૂં.'

સત્યેન્દ્રને થયું કે ડાક બંગલાનું ખરચ હું આપવાનો છું, એવું વળી મેં ક્યારે કહ્યું છે? સુબાલા આવું અવળું સમજી કેવી રીતે? હશે, તો હવે હું જ ખરચ આપીશ.

પછી તે મોટેથી બોલ્યો: 'ભલે, ઘર શોધવાની તજવીજ કરાવું છું.'

'કાલથી મારે નોકરી પર ચડી જવું પડશે ને?'

'હા. કાલે સવારે આવીને હું તમને દવાખાને તેડી જઇશ, ને બધું કામકાજ બતાવી દઇશ.'

'આપ અત્યારે જાઓ છો, તે પાછા કાલ સવારે આવશો?'

સુબાલાના અવાજમાં ભારે નિરાશા હતી.

સત્યેન્દ્ર બોલ્યો: 'જો કંઇ કામ પડે—'

પાસે ખસી આવી વિનતિ કરતી હોય તેમ સુબાલાએ કહ્યું: 'જુઓ, હું આ અજાણ્યા દેશમાં આવી છું, અહીં તમારા સિવાય મારું કોઇ નથી. હવે આપ જો મારી ખબર અંતર નહિ લો તો–'

સત્યેન્દ્ર સ્નેહાળ સ્વરે બોલ્યો: 'વારુ, વારુ. હું સાંજનાં આવી તમારા ખબર કાઢી જઇશ.'

'કેટલા વાગે આવશો?'

'આ—પાંચેક વાગે.'

'આપ અહીં મારી સાથે ચા નહિ પીઓ?'

'ભલે એમ!'

કહી હૅટ લઇ સત્યેન્દ્રે વિદાય લીધી.

ખાનસામા ચા અને ઇંડા લઇને આવ્યો.

કમરામાં આવી, ટેબલ સામે બેસી, નાસ્તો કરતાં કરતાં સુબાલા બોલી: 'ખાનસામા !'

'જી હજુર !'

'હું કોણ છું ખબર છે?'

'જી, આપ મેમ દાકતર છો.'

'હા, હું મેમ દાકતર થઈને અહીં આવી છું. તારી ઓરત ક્યાં છે?'

'અહીં જ છે, હજુર. પેલું બબરચીખાનાની પાછળ પતરાંનું છાપરું દેખાય છે એ મારી સરકારી ખોલી છે.'

ઈંડાને છરી વડે ફોડી ટોસ્ટ પર તે ચોપડતાં ચોપડતા સુબાલા બોલી:

'તારી ઓરત કે બચ્ચાંકચ્ચાં કદી માંદાં પડે તો મને કહેજે. હું જાતે આવીને જોઈ જઈશ, ને દવા આપીશ. મારી કંઈ ફી નહિ આપવી પડે, સમજ્યોને?'

ખાનસામો સલામ કરીને બોલ્યો: 'આપની મહેરબાની.'

સુબાલાએ ચા પીવા માંડી.

થોડીવાર પછી તેણે પુછ્યું:

'જે બાબુ મને સ્ટેશનથી અહીં તેડી લાવ્યા છે તે કોણ છે?'

'ખાનસામાએ કહ્યું: 'ઘોષ સાહેબ—અહીંના આસિ. ડેપ્યુટિ સાહેબ છે.'

'મુનસફ છે કે ડેપ્યુટિ છે?'

'ડેપ્યુટિ છે.'

'પગાર કેટલો હશે?'

'અઢીસો રૂપિયા.'

'એમને કંઇ બચ્ચાંકચ્ચાં છે?'

'ખબર નથી, અહીં એમના ઘરમાં તો કાંઇ બચ્ચાંકચ્ચાં દેખાતાં નથી. પણ કહે છે કે એમનાં વહુ જીવતા નથી—મરી ગયે વરસેક થયું હશે.'

સુબાલા મનમાં મનમાં બોલીઃ 'મરી ગઈ તો ભલા ગઇ.'

પછી તે મોટેથી બોલીઃ 'હાય બાપડો! મોટા ઘરનો છોકરો, એની આ દશા!'

'કહે છે કે એમના બાપા પણ ડેપ્યુટિ હતા, મહિને આડસો રૂપિયાનો પગાર હતો.'

સુબાલા જરા મરમાળુ હાસ્ય કરી, આંખો મીંચકાવી બોલીઃ 'હં ખાનસામા, ઘોષ સાહેબની ચાલચલગત કેવી છે?'

ખાનસામો થોડીવાર ચૂપ રહી બોલ્યો: 'હજુર, અમે રહ્યા ગરીબ નોકર. એ બધા સાહેબ લોકો—મોટા માણસો. એમની ચાલચલગતની અમને કેમ ખબર પડે!'

ચા પી રહી રૂમાલ વડે મોં લૂછતાં લૂછતાં સુબાલાએ કહ્યું;

'ઘોષ સાહેબ દારૂબારૂ પીએ છે ખરા?'

ખાનસામા આ વખતે જરા ચીડાઈને બોલ્યો: 'એની પણ મને ખબર નથી, હજુર!'

ટેબલ સાફ કરી ખાનસામો ચાલ્યો ગયો.

એક આરામખુરશીમાં પડી સુબાલાએ કહ્યું: 'એ કામિની—આવને,—મારા બૂટ તો કાઢ—પગ અકળાઈ ગયા.'

કામિની જોડા કાઢવા બેઠી.

સુબાલા બોલી: 'ખાનસામા બોલતો હતો તે બધું સાંભળ્યું'ને?'

'સાંભળ્યું.'

'કેમ લાગે છે તને? સપડાશે?'

'માણસ તો બહુ ભોળો લાગ્યો.'

'જોઈએ શું થાય છે.'

આમ કહી સુબાલાએ એક રેલવે સિગારેટ સળગાવી ફૂંકવા માંડી.

: ૩ :

એક મહિનો થઈ ગયો. અજવાળિયા પછી દશેરાની રજાઓમાં કોર્ટો બંધ થવાની છે.

સત્યેન્દ્ર કચેરીમાં બેસી પોતાનું કામ કરતો. ત્યાં હેડ ડેપ્યુટિ સુરેશબાબુએ આવીને કહ્યું: 'સત્યેન્દ્ર, જરા આ બાજુ આવો તો.'

સત્યેન્દ્ર ઊઠીને સુરેશબાબુની સાથે ઓસરીમાં ગયો.

સુરેશબાબુએ તેમના કાનમાં કહ્યું: 'આજે સાંજે મારા બંગલે આવજો, ખાસ કામ છે.'

સુરેશબાબુના મોંનો ભાવ નાખુશીનો હતો. તે જોઈને સત્યેન્દ્ર બોલ્યો: 'કેમ, શું થયું છે?'

'એ બધું ત્યાં કહીશ. તમે આવજો તો ખરા.'

આમ કહી સુરેશબાબુ પોતાના કામે ગયા.

સુરેશબાબુ જરા શ્યામ વર્ણના હતા—આંખો બહુ મોટી હતી, બુદ્ધિ તેજસ્વી હતી, માથાના આગલા ભાગમાં ટાલ પડી હતી. એક કાર્યકુશળ મુત્સદ્દી તરીકે સરકારમાં તેમની પ્રતિષ્ઠા હતી. સત્યેન્દ્ર નાનો હતો ત્યારના તેઓ તેને ઓળખતા હતા, અને તેના ઉપર ખાસ ભાવ પણ રાખતા હતા. તેના પિતાની સાથે કેટલીક જગાએ તેમણે નોકરી પણ કરી હતી.

સુરેશબાબુએ આજે મને આવી રીતે આગ્રહ કરીને કેમ બોલાવ્યો, તેનો સત્યેન્દ્ર પોતાની ઓફીસમાં ગયા પછી, બેઠો બેઠો વિચાર કરવા લાગ્યો. સુરેશબાબુનું મોં આજે ઉતરી ગયેલું કેમ દેખાતું હતું? પહેલાં હું ઘણી વખત સુરેશબાબુના બંગલામાં જ સાંજ કાઢતો, પણ હવે હું ભાગ્યે જ એમને ત્યાં જાઉં છું. એથી તો તેઓ ગુસ્સે નહિ થયા હોય? ના, તેઓ એવી પ્રકૃતિના માણસ તો નથી. બીજું કંઈ કારણ ચોક્કસ હોવું જ જોઈએ. મને કહ્યું પણ ખરું, કે ખાસ કામ છે. શું કામ હશે? સુબાલા અને મારા વિષે કોઇ ખરી ખોટી વાત એમને કાને આવી હશે શું?

સત્યેન્દ્ર મનમાં મનમાં આવી રીતે કલ્પનાઓ કરવા લાગ્યો, કારણ કે શહેરમાં પોતાના વિષે કંઇ કંઇ ટીકાઓ થઇ રહી છે તેની એને ખબર હતી.

તે, એવી ટીકાઓ કરવાનું કારણ મળે એવું બન્યું જ હતું તો, ડાકબંગલામાં સુબાલા રહેતી હતી, ત્યારે લગભગ દરરોજ સાંજે સત્યેન્દ્ર ત્યાં ચા પાણી કરવા જતો. એક રાતે તો તેણે ત્યાં ખાણું

સુદ્ધાં લીધું હતું. પછી સુબાલાએ ઘર રાખ્યું. પછી પણ સત્યેન્દ્ર ઘણીવાર તેની ખબર કાઢવા જતો હતો વચમાં ત્રણચાર દિવસ લાગલાગટ સુબાલાની સાથે ગાડીમાં બેસી તે ફરવા પણ ગયો હતો. ફરીને પાછો સુબાલાને ઘેર જ ઊતર્યો હતો, અને ત્યાં જ ચા પાણી કરી, ગપાટા હાંકી, રાતના નવ વાગે ઘેર પાછો આવ્યો હતો. એટલે લોકોએ ગુસપુસ વાતો કરવા માંડી હતી કે ઘોષ સાહેબ લેડી દાક્તરને પરણવાના છે.

આજે કચેરીમાંથી આવ્યા પછી સત્યેન્દ્રે ગાડી મંગાવી નહિ. નાસ્તો કરીને તે છ વાગે સુરેશબાબુને મળવા તેમના બંગલે ચાલતો ગયો.

ત્યાં જઇને જુએ છે તો બંગલાના આંગણામાં ટેબલ ખુરશી ગોઠવેલાં છે, અને સુરેશબાબુ બેઠેલા છે. સરકારી દાક્તર અને સબ-રજીસ્ટ્રાર સાહેબ પણ ત્યાં બેઠેલા છે, એક પટાવાળો મોટો પંખા હાથમાં લઇ સૌને પવન નાખે છે.

સત્યેન્દ્રને જોઇ સબ-રજીસ્ટ્રારે કહ્યું: 'ઘોષ સાહેબનાં ઘણે દિવસે અહીં દર્શન થયાં'

આમ કહી તેમણે દાકતર સાહેબની સામે જોઇ કોઈ ન જાણે તેમ જરા હસી લીધું. પણ સત્યેન્દ્ર એ જોઇ ગયો. રોષથી ભવાં ચડી આવ્યાં.

પણ પ્રયત્નપૂર્વક મનને કાબુમાં લઇ તેણે કહ્યું: 'હા, બહુ દિવસે આવ્યો.'

સૌને માટે એક એક પ્યાલો ચા આવી.

ચા પીધા પછી દાકતર સાહેબ અને સબ–રજીસ્ટ્રાર સાહેબે રજા લીધી.

અંધારું થવા આવ્યું હતું.

સુરેશબાબુએ પંખો નાખનારા પટાવાળાને કહ્યું: 'રહેવા દો, અબી પંખાકા જરૂરત નહિ હય.'

નોકર પંખો લઈને ગયો.

એકાંત જોઈ સુરેશબાબુએ કહ્યું: 'અરે સુરેન્દ્ર, આ બધું શું છે?

'શું શું છે?'

'કહે છે કે તું પરણવાનો છે.'

સત્યેન્દ્ર હસીને બોલ્યો: 'પરણું તો એવી મારી ઉંમરે શી થઈ ગઈ છે? મારા કરતાં યે મોટી ઉંમરના ઘણા પરણે છે.'

સુરેશબાબુએ કહ્યું: 'ના, તારી પરણવાની ઉંમર વીતી ગઈ છે એવું હું નથી કહેતો પણ—હું એમ કહું છું કે પરણવું જ હોય તો—'

સત્યેન્દ્રે કહ્યું: 'પરણવું જ હોય તો પછી આ ઉંમરે જ પરણવું સારું નહિ? બાકી ધીમે ધીમે ઉંમર તો વધતી જ જવાની.'

સુરેશબાબુ થોડીવાર ચૂપ રહી બોલ્યા: 'ના, હસવાની આ વાત નથી. પણ ખરી વાત શું છે એ તો કહે,'

'શાની વાત ?'

'આ લેડી દાક્તરની સાથે તું પરણવાનો છે એવી લોકો વાતો કરે છે, એમાં ખરું શું છે ?'

'માત્ર વાતો છે. જે લોકોએ એવી વાતો ચલાવી છે તેમની કલ્પના શક્તિની તારીફ કરવી જોઇએ.'

'તો પછી આ વાતો ખોટી છે, એમને ?'

'ખોટી જ કેમ, તમે શું સાચી માની લીધી હતી ?'

'માની તો નહોતી લીધી પણ મને એવો વહેમ પડયો હતો. હશે, પણ એ વાતો ખોટી છે એમ સાંભળીને મારા મગજ પરથી આજે ચિંતાનો બોજો ઉતરી ગયો. પરંતુ એક વાત તમને પૂછું, તું કશું મનમાં ન આણતો.'

'શું પૂછવું છે ?'

'તું એ બૈરીની સાથે આટલી બેસઊઠ કેમ રાખે છે ?'

જરા ચીડાઇને સત્યેન્દ્રે કહ્યું : 'કોની વાત કરો છો ? મીસ મજુમદારની વાત કરો છો શું ?'

'બૈરી' કહેવાથી સત્યેન્દ્રનો આમ મિજાજ ગયો એ જોઇને સુરેશબાબુ મનમાં મનમાં હસીને બોલ્યા : 'હા ભાઇ હા ! બીજા કોની વાત કરું ? તું ગાડીમાં એને લઇને ફરવા જાય છે,—સાંજે

એને ઘેર ચા પાણી પાએ છે.—એ શું સારું કહેવાય? હજી તારી ઉંમર રહી—ઘરમાં કોઇ મોટું માણસ નથી; બે યુવક યુવતી આટલી ઘનિષ્ઠતા રાખે એ શું સારું કહેવાય?'

આ સાંભળી હો હો કરી હસી પડયો.

તે બોલ્યો : 'સુરેશબાબુ, તમે તો એકદમ જૂનવાણી બની ગયા લાગો છો. પુરુષો પુરુષો એક બીજાને મળતા નથી? એમની વચ્ચે ઘનિષ્ઠતા થતી નથી? એમાં જો કંઇ દોષ નથી, તો પછી મીસ મજુમદારની સાથે મારે મૈત્રી સંબંધ હોય, અને ઘનિષ્ઠતા હોય તો એમાં ખોટું શું છે?'

સુરેશબાબુએ ગંભીર બની કહ્યું : 'અંદર કંઇ દોષ નહિ હોય એ હું માનું છું, પરંતુ બહારથી તો એ ખોટું જ છે.'

'ખોટું તો મીસ મજુમદાર સૂરજના અજવાળાથી બીને ભાગનારી ઓઝલ પડદામાં રહેવાની સ્ત્રી હોય ત્યારે. પણ એવાં તો તેઓ નથી. આ તો શિક્ષિત સ્વતંત્ર નારી છે. એમાં ખરાબ શું દેખાવાનું! આ સાહેબ લોકો—'

સુરેશબાબુ વચમાં જ બોલ્યા : 'સાહેબ લોકોની વાત જવા દો. કારણ કે તું સાહેબ નથી, અને મીસ મજુમદાર મેમ નથી. ના ભાઇ, હદ બહાર જવું નહિ. કોના મનમાં શું હોય કંઇ કહેવાય નહિ.'

સત્યેન્દ્ર બોલ્યો : 'તમારું છેલ્લું વાકય મને સમજાયું નહિ—કોના મનમાં વળી શું હોવાનું હતું?'

'આ તારી મીસ મજુમદારના મનમાં શું છે એની તને ખબર છે? એ કંઇ નાની કીકલી નથી. તારી સાથે આટલી બધી બેસ ઊઠ કરે, એમાંથી વખત જતાં લોકમાં એની વાતો થવાની એટલી શું એને ખબર નથી, એમ તું માને છે? એ બધું જાણે છે. અને જાણી બુઝીને એ તારી સાથે આટલી હદ સુધી છૂટછાટ લે છે. એટલે નકકી એના મનમાં કંઇ ગૂઢ હેતુ છે એ વિષે મને શંકા નથી.'

'શો હેતુ?'

'એ અપરિણીતા યુવતી છે—તું ઘરભંગ યુવક છે, ઠીક-ઠાક કમાતો ધમાતો માણસ છે, એટલે પરણવા સિવાય આમાં બીજો હેતુ હોઇ શો શકે? મને તો ખાતરી છે, કે તને સપડાવવા વાસ્તે જ એ આ બધું કરી રહી છે.'

સત્યેન્દ્ર ચીડાઇને બોલ્યો: 'સ્ત્રીમાત્રનો અવિશ્વાસ કરવાની તમને ખોટી ટેવ પડી ગઇ છે. હું છાતી ઠોકીને કહું છું કે મીસ મજુમદારના મનમાં એવો કોઇ જ હેતુ નથી. અને તમે કહ્યું કે મારી સાથે આવી વધારે પડતી છૂટ લેવાથી લોકમાં એમની વાતો થવાની એવું એ જાણે છે, એમાં યે તમારી ભૂલ થાય છે. કારણ કે કોઇ સજ્જનની સાથે મિત્રભાવે હરવા ફરવા માત્રથી કોઈ એને ખરાબ નજરે જુએ એવું એ સ્વપ્નમાં પણ કલ્પી શકતી નથી.'

સુરેશબાબુ જરા વાર ચૂપ રહી બોલ્યા: 'તું હજી નાનો છે, તેં હજી દુનિયા જોઇ નથી, એટલે આવું બોલે છે. બાકી જો મારી સલાહ માને તો કહું કે એની સાથે ભળવાહળવાનું હવે

બંધ કર. સ્ત્રીની સાથે પુરુષની મિત્રતા ફિત્રતામાં હું કાંઇ સમજતો નથી. ચાણક્ય પંડિતનો પેલો શ્લોક ખબર છે? ઘી અને દેવતાવાળો. એ બધા સાહેબી ઢંગ છોડી દે. તું આજે એને એવી સોનાની આંખે જુએ છે, એનું જરા સરખું અપમાન થવાનો વહેમ પડતાં એવો ખીજાઈ જાય છે કે એની સાથે ક્યારે પ્રેમમાં પડી જઇશ એ કાંઇ કહેવાય નહિ. આજે તો માત્ર લોકોની વાતો છે. પણ કોક દિવસ એ સાચું પણ બની જાય તો નવાઇ નહિ.'

સત્યેન્દ્રે કહ્યું : 'તમારી એ બીક ખોટી છે. એમની સાથે હળવા મળવામાં મને જરા આનંદ મળે છે—બસ, એથી હું હળુમળું છું, બાકી એના પ્રેમમાં યે પડવાનો નથી, ને એની સાથે લગ્ન પણ કરવાનો નથી. ઠીક, હવે જાઉં, રાત પડવા આવી.'

આમ કહી સત્યેન્દ્રે રજા લીધી.

: ૪ :

કંઈક પોતાની ટેવને લીધે, તો કંઈક સુરેશબાબુ ઉપર ચીડાઈને તેમને બતાવી આપવા માટે, સત્યેન્દ્રે સુબાલાની સાથે પહેલાં કરતાં વધારે ને વધારે ભળવા માંડ્યું.

દશેરાની રજાઓ પછી, પાછાં આવી સત્યેન્દ્રે સુબાલાના નિમંત્રણને માન આપી દરરોજ સાંજે તેને ઘેર જ ખાણું લેવાનું રાખ્યું. જમ્યા પછી વાતોમાં દશ વાગતા, કોઈ વાર અગિયાર પણ પણ વાગી જતા.

અને માત્ર નિમંત્રણો સ્વીકારવાથી પતતું નથી, કોઈવાર સામું નિમંત્રણ પણ આપવું પડે છે. તેથી સુબાલાને નિમંત્રણ આપી સત્યેન્દ્ર તેને ડાક બંગલામાં જમાડવા લાગ્યો. જમ્યા પછી ગપાટાં હાંકવામાં મધરાત થવા આવતી. સુબાલા એકલી ઘેર જઈ શકે નહિ, એટલે સત્યેન્દ્ર તેને ઘેર પહોંચાડવા પણ જતો.

આમ વળી એક મહિનો વીતી ગયો.

એક દિવસ સત્યેન્દ્ર કચેરીમાં બેસીને એક મારપીટના કેસના સાક્ષીઓની જુબાનીઓ લખતો હતો, એવામાં હેડ ડેપ્યુટિ બાબુની ચિઠ્ઠી આવી. એમાં અંગ્રેજીમાં લખેલું હતું :

'આજે સાંજે મારા બંગલે જરૂર જરૂર આવજો— ખાસ કામ છે.'

સત્યેન્દ્રે એનો જવાબ લખ્યો : 'જરૂર આવીશ.'

પછી તે મનમાં મનમાં બોલ્યો : 'શા ખબર વળી શું નવી વાતો સાંભળી છે! આ વખતે જો ભાષણ કરવા બેઠા છે તો હું એમને સામો સંભળાવ્યા વગર નથી રહેવાનો!'

કચેરીમાંથી ઘેર ગયા પછી સત્યેન્દ્રને સુબાલાને ઘરથી ભોજનનું નિમંત્રણ મળ્યું.

યથા સમયે સુરેશબાબુને ઘેર આવી પહોંચી જોયું તો આજે તેઓ એકલા ઓફિસ ખંડમાં, બેઠાબેઠા ચા પીતા હતા.

સત્યેન્દ્રને જોઇ સુરેશબાબુ બોલ્યા : 'સત્યેન્દ્ર, આવો, જરા ચા લેશો.'

સત્યેન્દ્રે કહ્યું : 'ના.'

એના મનથી એમ કે અહીં ઝટપટ કામ પતાવી, સુબાલાને ઘેર જઇને ચા પીવાશે.

સુરેશબાબુ એકલા ચા પીવા લાગ્યા,

સત્યેન્દ્ર ઘડીએ ઘડીએ ઘડિયાળ સામું જોતો હતો. તે જોઇ સુરેશબાબુએ કહ્યું : 'ક્યાંય જવાનું છે શું ? ઉતાવળમાં છો ?'

સત્યેન્દ્રે તેમને રોકડો જવાબ દીધો: 'હા, મીસ મજુમદારને ત્યાં નિમંત્રણ છે.'

ચા પી, નોકરના હાથમાંથી ટુવાલ લઇ મોં લૂછતાં લૂછતાં સુરેશબાબુએ કહ્યું : 'જુઓ સત્યેન્દ્ર, તે વખતે પણ મેં તને કહ્યું હતું, પરંતુ ત્યારે તો તેં મારી વાત માની નહોતી. પરંતુ હવે તારી ને મીસ મજુમદારની વાત છેક સાહેબના કાને પહોંચી છે— સાહેબ એકદમ લાલચોળ બની ગયા છે.'

ડેપ્યુટિઓ જ્યારે 'સાહેબ' શબ્દ વાપરે ત્યારે તેનો અર્થ 'જીલ્લાના કલેકટર સાહેબ' એવો થાય છે.

સત્યેન્દ્રના મગજની ગરમી, આ સાંભળીને, ઘણી ઉતરી ગઇ.

તે બોલ્યો : 'સાહેબના કાન સુધી વાત પહોંચી છે ? શી વાત પહોંચી છે ?'

ડબામાંથી બે પાન લઇ મોંમાં નાખી સુરેશ બાબુએ કહ્યું : 'આ જુઓ !'

કહી પેટીમાંથી એક કાગળ કાઢી તેમણે સત્યેન્દ્રના હાથમાં મૂક્યો.

કલેકટર સાહેબે જાતે હુકમ લખેલો હતો, કે આ નનામા પત્ર વિષે તપાસ કરી, સબ ડિવિઝનલ ઓફિસરે તે વિષે પોતાનો અભિપ્રાય લખી મોકલવો—પછી સાહેબ પોતે આવીને તે વિષે રીતસરની તપાસ કરશે.

આ હુકમની સાથે એક સાધારણ કાગળનો ટુકડો ટાંકેલો હતો—એ કાગળમાં કાચા હાથે, મોટા સારા અક્ષરે બંગાળીમાં લખેલું હતું:—

**સીયુત કલાકઠોર સાહેબ બહાદુરની હજુરમાં લખવાનું કે અહીં જે નવી મેમ દાકતર આવી છે તે બઉ ખરાબ બાઇ છે તેનું ચરિતર સારૂં નથી અહીના નાના ડીપોટી ઘોષ સાહેબની હંગાથે એ બઉ સુટ લે છે આખું ગામ એનું ચરિતર જાણે એટલે ગામનું કોઇ સારા ઘરનું માણસ એને પોતાના ઘરમાં બોલાવતું નથી માટે આપ બહાદુર જાતે આવીને તપાસ કરજો ને આ મેમ દાકતરને બદલી નાખજો.**

આ વાંચી સત્યેન્દ્રનું મોં અને કાન લાલ લાલ થઈ ગયાં.

કાગળ જોરથી મેજ ઉપર પછાડી તે બોલ્યો: જૂઠું! જૂઠું! બિલકુલ જૂઠું.'

ડેપ્યુટિ બાબુ શાંતિથી એના મોં સામે જોઇ રહ્યા. થોડીવાર પછી તે બોલ્યા:

'આ કાગળ મળ્યા પછી મેં પણ થોડીઘણી તપાસ કરી છે.' સત્યેન્દ્ર મોં બગાડી કહ્યું: 'તપાસમાં શું માલમ પડ્યું?'

'નવું તો હું શું જાણવાનો હતો? આખું ગામ જે જાણે છે, તે મેં જાણ્યું.'

'આખું ગામ શું જાણે છે ને તમે શું જાણ્યું?'

'એ કે તું મોડી રાત સુધી લેડી દાકતરને ઘેર પડી રહે છે. કેટલાક દિવસ તો તું મોડી રાત સુધી ડાક બંગલામાં પણ તેની સાથે રહ્યો હતો.'

'એથી સાબીત શું થયું?'

સુરેશબાબુ નીચું જોઈ, ચીડાઈને બોલ્યા: 'શું સાબીત થયું એનો તું જ તારી જાતે વિચાર કરી જોને. તું કંઈ બાળક નથી.'

બે હાથમાં માથું રાખી સત્યેન્દ્રનાથ વિચારમાં પડી ગયો.

સુરેશબાબુ ધીમેથી ઠપકાના સ્વરે બોલ્યા: 'માત્ર તારી બુધ્ધિના દોષે તેં તારે માથે આ કલંક વહોર્યું છે. વખતસર જો ચેતી ગયો હોત તો આ દશા ન થાત! તે વખતે મેં બે શબ્દો કહ્યા ત્યારે તું મારા પર ચડી ગયો હતો. હવે કેવી રીતે સમાલે છે તે હું જોઉં છું.'

સત્યેન્દ્રે ઊંચું જોયું. તે બોલ્યો: 'તમે ખરેખર આમાં મને દોષી માનો છો?'

સુરેશબાબુએ કહ્યું: 'ના, તોપણ કંઈક અવિવેક થયો છે એમાં શંકા નહિ!

સત્યેન્દ્ર બોલ્યો : 'સાહેબ આવીને તપાસમાં આવું બધું જાણે તો શું કરે—તમને શું લાગે છે?'

'મને લાગે છે કે લેડી ડાક્તરને નોકરીમાંથી રજા આપશે. અથવા તારી અહીં તો બદલી કરશે. બંનેને એક જગાએ નહિ રાખે, એટલું નક્કી.'

'પરંતુ મીસ મજુમદાર બિલકુલ નિર્દોષ છે. દોષ જો કંઈ થયો હોય તો તમે હમણાં કહ્યું તેમ અવિવેકનો દોષ છે અને તે મેં કર્યો છે. મારા દોષે શું તેઓ એક ગરીબ બાઇને નોકરીમાંથી કાઢી મૂકશે? તે કરતાં તો મારી અહીંથી બદલી કરી નાખે એ સારું.'

સુરેશબાબુ બોલ્યા : 'તને કહું છું તો તું ગુસ્સે થાય છે,—છતાંયે મારે કહેવું પડે છે કે તું જેને અબલા સરલા સમજે છે તે તેવી નથી. તેને જરા પણ સમાજનો ખ્યાલ હોત તો એ કદી પણ તારી સાથે આટલી બધી છૂટછાટ લેત નહિ. પણ લીધી છે, જાણી જોઇને—માત્ર તને જાળમાં સપડાવવા માટે જ.'

સત્યેન્દ્ર માથું હલાવી બોલ્યો : 'ના, સુરેશબાબુ, આમાં તમારી ભૂલ થાય છે. એના મનમાં બિલકુલ કપટ નથી. મારી સાથે તેણે આટલી છૂટ લીધી છે તે કેવળ માત્ર નિર્દોષ આનંદની ખાતર. અને અમારી વર્તણૂંક જોઇ બીજા કોઇ, બીજું કંઇ ધારી બેસશે એવી એને કદી કલ્પના પણ આવી નથી.'

સુરેશબાબુ સંદેહમાં પડી માથું હલાવી બોલ્યા : 'અંગ્રેજ લોકોમાં પણ અનાત્મીય યુવક યુવતીઓના હળવા ભળવા વિષે કડક

નિયમો છે એવું મેં સાંભળ્યું છે. આજે નહિ તો કાલે જેમના લગન થવાનાં હોય તેઓ જ આટલી છૂટથી હળેભળે છે. મીસ મજુમદારને શું આ ખબર નથી?'

સત્યેન્દ્ર બોલ્યો: 'આપના સાંભળવામાં ભૂલ થઇ છે. અંગ્રેજ લોકોમાં આ બાબત ખૂબ જ સ્વતંત્રતા હોય છે. જોજો, કલેકટર સાહેબની તપાસમાં ખરી વાત જાહેર થતાં તેઓ અમારો વાંક નહિ કાઢે.'

સુરેશબાબુના માન્યામાં ને આવ્યું નહિ. તેઓ અવિશ્વાસ સૂચક હાસ્ય કરીને બોલ્યા: 'એ ગમે તેમ હોય, પણ આવા સંજોગોમાં તમને બંનેને તેઓ કદી પણ એક જગાએ નહિ રાખે—એવા એક બે દાખલાની મને ખબર છે.'

ઊઠવા માટે સત્યેન્દ્રે તૈયારી કરી.

સુરેશબાબુ તેની સાથે સાથે દરવાજા સુધી ગયા. છૂટા પડતી વખતે સત્યેન્દ્રે કહ્યું: 'જુઓ, એક કામ ન કરો?'

'શું?'

'હું કાલે જ મારી બદલીની અરજી કરું, તો આ પ્રકરણ બંધ ન થાય?'

'થાય પણ ખરું. અરજી કરની છે શું? હાસ્તો, અપમાનિત થઇને બદલી થાય એના કરતાં જાતે બદલી માગી લેવી હજાર ગણી સારી.'

'હું વિચાર કરી જોઈશ, કાલે મારો નિર્ણય આપને જણાવી જઈશ.

આમ કહી સત્યેન્દ્રે રજા માગી.

સુરેશબાબુએ હસતાં હસતાં કહ્યું: 'મીસ મજુમદારની સાથે તું લગન કરી લે તો, બધું શાંત થઇ જાય.'

સત્યેન્દ્રે કહ્યું: 'એ અસંભવિત છે.'

'ભગવાન તારી આ સદ્બુદ્ધિ કાયમ રાખે.'

આમ કહી સુરેશબાબુએ સત્યેન્દ્રની સાથે હાર મીલાવ્યા.

: ૫ :

સુબાલાનું ઘર દવાખાનાંથી બહુ દૂર નહોતું. દરવાજામાંથી નીકળ્યા પછી બગીચા જેવું હતું. બગીચાની પેલી તરફ ઓસરીવાળું નાનું ઘર હતું. એ ઘરની એક તરફ અંદર જવાનું બારણું હતું.

બહારનો ઓરડો સુસજ્જિત હતો. એ બધો સરસામાન ચિત્રો વગેરે સત્યેન્દ્ર પોતે દશેરાની રજાઓમાં ખરીદી લાવ્યો હતો

સુબાલા કોઈ કોઈ વાર પૂછતી: 'આનું બિલ મને ન આપ્યું?'

સત્યેન્દ્ર કહેતો : 'શોધી કાઢીશ.'

પરંતુ એ બિલ કોણ જાણે કયાં ગુમ થઈ ગયું છે કે હજી લગી તે જડયું નથી !

સુબાલાએ આજે આસમાની રંગની રેશમી સાડી પહેરી હતી. બદન પર મખમલનું જાકીટ હતું. એ બંને ચીજો સત્યેન્દ્ર તરફથી

ભેટ મળેલી હતી. સાડીના છેડો બ્રોચ લગાવેલો હતો, બ્રોચ પર લખેલું હતું: 'મને ભૂલતાં મા.' આ બ્રોચ સત્યેન્દ્રે આપેલો નહોતો. સુબાલા કલકત્તાથી લાવી હતી.

મેજની પાસે બેસીને, રેશમી શેડવાળા ફેશનેબલ લેમ્પના અજવાળામાં સુબાલા એક બંગાળી ડિટેક્ટિવ નવલકથા વાંચતી હતી.

એવામાં સત્યેન્દ્રે ત્યાં પ્રવેશ કર્યો. તેને જોતાં જ તે ઊભી થઈ, ને બોલી: 'આવો! આજે કેમ આટલું મોડું? મને થયું કે ભૂલી તો નહિ ગયા હોય!'

બીજો દિવસ હોત તો સત્યેન્દ્ર, ભૂલી જવું અસંભવિત છે એવા અર્થનો જવાબ દેત, અને સુબાલાએ તેવા જ જવાબની આશા પણ રાખી હતી, પરંતુ આજે તેના મોંમાંથી તે શબ્દો નીકળ્યા નહિ.

સત્યેન્દ્રને નિરૂત્તર જોઈ સુબાલાએ પૂછ્યું: 'ક્યાં હતા અત્યાર સુધી?'

'ડેપ્યુટિ બાબુને ત્યાં.'

આમ કહી સત્યેન્દ્ર બેઠો.

આજે બંનેની વાતચીત જામી નહિ. સુબાલાએ તેની સાથે વાત કરવાનો ખૂબ પ્રયત્ન કર્યો, પણ સત્યેન્દ્રના મોંમાંથી એકાક્ષરી જવાબ સિવાય વધારે નીકળતો નહોતો. સત્યેન્દ્રનું મોં આજે ગંભીર હતું, ચિંતાતુર હતું.

છેવટે સુબાલા બોલી: 'આજે તમને શું થયું છે આ?'

'થાય વળી શું?'

સુબાલાએ જરા ધ્યાનપૂર્વક સત્યેન્દ્રનાથના મોંનું નિરીક્ષણ કર્યું પછી તે બોલી: 'તમારી નાડી જોઉં!'

સત્યેન્દ્રે હાથ લાંબા કર્યા.

સુબાલાએ તેની નાડી જોઈ કહ્યું: 'લીવર બગડયું છે.'

સત્યેન્દ્રે કહ્યું: 'ના રે, એવું કાંઈ થયું નથી.'

સુબાલા બોલી: 'તો પછી આપનું મોં આવું ફિક્કું થઈ ગયું છે?'

સત્યેન્દ્રે કંઈ પણ જવાબ દીધો નહિ, તેણે બીજી તરફ જોયું.

સુબાલા થોડીવાર રહીને બોલી: 'બોલો ને.'

સત્યેન્દ્ર જાણે ચમકયો હોય તેમ બોલ્યો: 'શું?'

'આપનું મન આજે કયાં છે.'

'મન?'

'હા,'

અગાઉ એક વખત સત્યેન્દ્રે આવા જ પ્રશ્નના જવાબમાં કહ્યું હતું: 'ચોરાઈ ગયું છે.' પરંતુ આજે રસિકતાની જરા પણ ચેષ્ટા કર્યા વગર તે બોલ્યો: 'તમે શું કહેતાં હતાં?'

'હું પૂછતી હતી કે આજે તમારૂં મન વાતમાં નથી એનું શું કારણ? ઘેરથી કંઇ ખરાબ સમાચાર આવ્યા છે?'

'ના, રસોઇ થઇ ગઇ?'

'થઇ હોવી જોઇએ. રહો, જોઈ આવું.'

આમ કહી સુબાલા ઊઠી ગઈ.

અંદર જઇ રસોડાના ઊમરામાં રહીને તેણે પૂછ્યું: 'કામિની, હજી કેટલી વાર છે?'

'હવે વાર નથી, જરા ભજીયાં તળી નાખું કે બસ.'

સુબાલા ખૂબ આસ્તેથી બોલી: 'કામિની, સાંભળ—પાસે આવ.'

કામિની મશાલાવાળા હાથે ઊંચું જોતી બારણા પાસે આવી ઊભી. બંને જણે કાનમાં કંઇકંઈ ગુસપુસ કરવા માંડી.

કામિની હોઠમાં હસતી હતી. ને હું હું કરતી માથું હલાવતી હતી.

છેવટે સુબાલા બોલી: 'જો કામિની, પોર્ટની પેલી બાટલીમાં કંઇ રહ્યું છે?'

'હજી અડધી બાટલી છે.'

'ભાણું પીરસ્યા પછી, એ બોટલ મેજ ઉપર મૂકી દેજે. મેં એને કહ્યું છે કે તમારું લીવર બગડી ગયું છે. ગમે તે કંઇ દવાનું નામ લઇ, થોડું પોર્ટ ખવડાવી દઇશ. આજે ગમે તે કંઈ ફેંસલો કરી નાખવો જોઇશે.

કામિની બોલી : 'ભલે, હું મૂકીશ. પણ જરા ખબરદાર રહેજે, સમજી ! છેલ્લી ઘડીએ હાથમાંથી ન જાય—પેલા અખિલ શીલની વાતમાં થયું હતું એવું ન થાય—'

'તારે એ બાબતમાં મને ઉપદેશ આપવાની જરૂર નહિ પડે, સમજી !'

એમ કહી સુબાલા બહાર આવી.

જોયું તો સત્યેન્દ્ર ઓરડામાં નહોતો, બહાર ઓસરીમાં ઊભો હતો. દૂર-પીપળાના ઝાડની ટોચે ચંદ્રમાં ઊગતો હતો.

પાસે જઇ સુબાલા બોલી : 'આવો, અંદર આવો. અહીં કેમ ઊભા છો ?'

સત્યેન્દ્ર બોલ્યો : 'અંદર બહુ બફારો થાય છે, તેથી જરા પવનમાં ઊભો હતો. ખાવાનું હજી નથી થયું શું ?'

'થઇ ગયું છે, જરાક જ વાર છે. બહુ તો પા કલાક થશે. એટલી વાર બહાર બેસવું છે ? ખુરશી લાવું ?'

'તમે તકલીફ ન લેશો, હું લાવું છું.'

આમ કહી સત્યેન્દ્રે બે હાથે બે ખુરશીઓ બહાર લઇ આવ્યો.

બેઠા પછી સુબાલા બોલી : 'તમારું લીવર બગડી ગયું છે એ વિષે બિલકુલ શંકા નથી. આ કેટલાક દિવસથી હું જોઉં છું તો તમારી આંખો પીળી પડી ગઇ છે. આજે મારે તમને કંઇ દવા આપવી પડશે.'

સત્યેન્દ્રે કહ્યું: 'ના, મને કશું જ થયું નથી.'

મોં ચડાવી સુબાલા બોલી : 'હું દાક્તર છું—હું કહું છું—તમને મારા પર વિશ્વાસ નથી શું ?'

'ઠીક, તો આપજો દવા—મને વાંધો નથી. પરંતુ મને શારીરિક કશી જ માંદગી નથી.'

'તો શું છે ? માનસિક છે ?'

સત્યેન્દ્ર કંઇ બોલ્યો નહિ.

ખાનસામાએ આવીને સમાચાર આપ્યા કે ભાણાં તૈયાર છે.

* * *

જમ્યા પછી બંને જણ ફરી પરસાળમાં બેઠાં. ચંદ્રમા ઊંચે ચડયો હતો, આંગણું ચાંદનીમાં તરબોળ બની ગયું હતું.

સત્યેન્દ્રે 'દવા' પીધી હતી. ભાવી એટલે એણે જરા વધારે પીધી હતી. લીવર ઉપર દવાની કેટલી અસર થઇ તે હું નથી કહી

શકતો, પરંતુ મગજની અંદર તો જાણે ચંદ્રમાની રળિયાળી ચાંદની પથરાઇ પડી હતી.

શારીરિક દરદ નથી, તો પછી માનસિક દરદ શું છે એ જાણવાની સુબાલાને ચટપટી થઇ ગઇ હતી.

તે આર્દ્ર સ્વરે બોલી : 'હાસ્તો, તમારા મનની વાત તમે મને શું કરવા કહો! હું તમારી કોણ?'

સત્યેન્દ્ર આવેગપૂર્વક સુબાલાનો હાથ પકડી બોલ્યો : 'તમે શું મારાં કોઇ નથી?'

પહેલાંના જેવા રીસભર્યા અવાજે સુબાલા બોલીઃ 'એવું હોય તો પણ તમે મને કશું કહો કેમ નહિ?'

'વખતે એ સાંભળીને તમને દુઃખ થાય—એટલે નથી કહેતો.'

'તમે દુઃખી થાઓ છો એ જોઇને મને શું દુઃખ નથી થતું એમ તમે સમજો છો? અને એ સાંભળીને, આના કરતાં શું મને વધારે દુઃખ થવાનું છે એમ તમે માનો છો? કેવળ તમારાં સુખની જ ભાગીદાર છું? દુઃખની ભાગીદાર નથી?

પવનમાં આંગણાની નીચેનાં રજનીગંધાના છોડ હાલી ઊઠયા. ફૂલની મૃદુ સુગંધથી આંગણું ભરાઇ ગયું.

સત્યેન્દ્ર બોલ્યો : 'તમારી આગળ એ વાત કહેવાનું પણ અઘરું છે.'

સુબાલા નીચું જોઈ બોલી : 'મને જો તમે પોતાનું માણસ માનતા હોત તો જરૂર કહી શકત.'

'તો કહું, સાંભળવું છે ?'

'કહો.'

સત્યેન્દ્રે પછી ખચકાતાં ખચકાતાં, ધીરે ધીરે પેલી નનામી કાગળની વાત કહી. કલેકટર સાહેબે શું લખ્યું હતું તે પણ કહ્યું.

સાંભળી પહેલાં તો સુબાલા લાકડાની પૂતળીની જેમ બેસી રહી પછી નીચું જોઇ, બેય હાથે તેણે મોં ઢાંકી દીધું. રોતી હોય તેમ તેનું આખું શરીર થર થર ધ્રુજવા લાગ્યું.

સત્યેન્દ્રે કહ્યું : 'આ શું ! આ શું મીસ મજુમદાર ! તમે રડો છો ?

આમ કહી તેણે સુબાલાના બન્ને હાથ પોતાના હાથમાં લીધા, અને સ્નેહપૂર્વક કહ્યું : 'આમ જુઓ, મોં ઊંચું કરો ! છિ !—રડો છો ?'

સુબાલાએ ઊંચું તો ન જોયું, પણ તેનું રુદન ખૂબ વધી ગયું.

'મારી વાત સાંભળો—છિ ! આમ ન કરશો—શાંત થાઓ. તે ભલેને લખ્યું—લખવાથી શું થઇ ગયું ?' આમ કહી તેણે રૂમાલ કાઢી પોતાને હાથે સુકી આંખો લુછવા માંડી.

સુબાલા બોલી: 'શું થઈ ગયું ? થવામાં હવે બાકી શું રહ્યું છે ? મારું તો સત્યનાશ વળી ગયું !'

આમ કહી તેણે બે હાથે માથું ઢાંક્યું.

સત્યેન્દ્ર બોલ્યો: 'અત્યારથી આટલાં ગભરાઈ જવાની શી જરૂર છે ? કલેક્ટર સાહેબ આવીને શું કહે છે એ તો જુઓ.'

સુબાલા આ વખતે પોતાના મોં પરથી હાથ ઉઠાવી લઈ બોલી: 'તેઓ આવીને તપાસ કરશે એટલે બધી વાત ઉઘાડી પડી જશે. આપણે છ મહિના લગી તો સાથે ગાડીમાં ફરવા ગયા છીએ, રાતના દશ અગિયાર વાગ્યા લગી સાથે રહ્યાં છીએ—એ બધું છૂપું રહેવાનું છે ?'

સત્યેન્દ્ર બોલ્યો: 'ગાડીમાં ફરવા ગયાં, સાથે બેસીને ખાણું લીધું, રાતે બેસીને વાતો કરી—એમાં એવો દોષ શો થઈ ગયો ? અણસમજુ બંગાળીઓને એમાં આપણો દોષ દેખાય, પણ સાહેબ તો અંગ્રેજ છે—એમને કદીયે એવું નહિ લાગે.'

સુબાલા ઉશ્કેરાઈને બોલી: 'તમે આ શું કહો છો ! સાહેબ શું આપણને નિર્દોષ સમજશે ? આવી રીતે સાથે ગાડીમાં ફરીએ, સાથે ખાવા બેસીએ—આવી રીતે કોણ ફરે, ને કોણ ખાય પીએ, ખબર છે ? જેમના લગન થવાનાં હોય તે.'

સત્યેન્દ્ર ચમકી પડ્યો. તેને થયું, સુરેશબાબુએ કહ્યું હતું તે જ આ તો ! શું સુરેશબાબુ કહેતા હતા એ સાચું હતું, ને મારી જ ભૂલ હતી ?

સત્યેન્દ્ર નીચું મોં કરી વિચાર કરવા લાગ્યો. સુબાલાએ રડતી હોય એમ બોલવા માંડયું: 'હાય હાય! છેવટે આ કલંક મારા નસીબમાં લખેલું હતું. મને જન્મતાં જ મારી માએ ગળું દાબી કેમ મારી નાખી નહિ! મારા જીવતરને ધિક્કાર છે! મારે જીવીને હવે શું કરવું છે? આ કલંકનો બોજો મારાથી હવે કેવી રીતે સહેવાશે? આજે રાતે જ હું ઝેર ખાઈ મરીશ.'

આમ કહી આંખે રૂમાલ દાબી સુબાલા હાંફતી હાંફતી રડવા લાગી.

સુબાલાની દશા જોઈ સત્યેન્દ્રને પણ રડવું આવ્યું. મારા જ દોષે આ પરિણામ આવ્યું છે એવું હવે તેને બરાબર સમજાયું.

તે બોલ્યો: 'મીસ મજુમદાર! તમારું રડવું જોઈ મારી છાતી ફાટી જાય છે. જે થવાનું હતું તે થઈ ગયું છે. હવે શું કરવાથી પરિસ્થિતિ સુધરે તે કહો, હું તે પ્રમાણે કરવા તૈયાર છું. સુરેશબાબુ કહેતા હતા કે હું જાત પોતે જ મારી બદલીની માંગણી કરું તો કદાચ કલેકટર સાહેબ બધી તપાસ કરવી માંડી વાળે. એટલે મેં નિશ્ચય કર્યો છે કે કાલે જ મારી બદલીની અરજી કરવી.'

સુબાલા મોં ઊંચું કરી કેટલીકવાર સત્યેન્દ્રની સામે જોઈ રહી. પછી મોં પર રૂમાલ દઈ બોલવા લાગી: 'નિર્દય!—બિલકુલ નિર્દય! તમે આવા નિર્દય હશો તેની મને ખબર નહિ?'

સત્યેન્દ્ર જરા નવાઈ પામ્યો, તે બોલ્યો: 'આવું કેમ બોલો છો તમે?'

સુબાલા એકદમ સત્યેન્દ્રના ખોળામાં મોં સંતાડી બોલી: 'નિર્દય! તમારે જતા રહેવું છે? મને છોડીને જતા રહેવું છે? તો જતા પહેલાં મારા ગળા પર છરી ફેરવતા જજો. મરી મરીને જીવું એ કરતાં 'હું એકદમ મરી જાઉં એ સારું.'

આ સાંભળી સત્યેન્દ્રની નવાઈનો પાર ન રહ્યો. ઓહ! આમ વાત છે! અંદરથી વાત આટલી હદ આવી પહોંચી છે! આવું તો મેં કદી સ્વપ્ને યે નહોતું ધાર્યું!

એ પળમાં સત્યેન્દ્રે પોતાનું કર્તવ્ય નક્કી કરી નાખ્યું. તેણે સુબાલાને પરણવાનો ઠરાવ કર્યો. આ સિવાય બીજો ઉપાય નથી, ન પરણું તો ભારે અન્યાય થાય.

સત્યેન્દ્રે હેતથી સુબાલાનું મોં ઊંચું કરી કહ્યું: 'સુબાલા! રડમા, શાંત થા. આ જ જો તારા દુઃખનું કારણ હોય તો એનો ઈલાજ બહુ સહેલો છે.'

સુબાલા બોલી: 'શો ઇલાજ છે? આ કલંકમાંથી તમે મને બચાવી શકશો?'

'બચાવી શકીશ, સુબાલા, કેમ નહિ બચાવી શકું? હું તારી સાથે લગન કરીશ—જો તારી સંમતિ હશે તો. પછી કલેક્ટર સાહેબની તપાસ બંધ થઈ જશે, અને બધું ઠીકઠાક થઈ જશે.'

આ સાંભળી ફરી સુબાલાએ સત્યેન્દ્રના ખોળામાં મોં છુપાવી રડવા માંડયું.

સત્યેન્દ્ર બોલ્યો: 'હવે શું કરવા રડે છે, સુબાલા?'

અસ્રુભીના અવાજે સુબાલાએ કહ્યું : ' તમે મને પરણવા તૈયાર થયા, તે તમે મને ચાહો છો ? '

' ચાહું છું. '

માથું હલાવી સુબાલા બોલી 'ના, તમે નથી ચાહતા.'

'ચાહું છું.'

સુબાલા હોઠ ફુલાવી બોલી : ' ચાહો છો, તો પછી બદલી કરી બીજે જતા રહેવાનું કેમ કહેતા હતા ? '

સત્યેન્દ્રને એકદમ કંઇ જવાબ જડયો નહિ. થોડીવાર વિચાર કરી તેણે કહ્યું: ' તું મને ચાહે છે એની મને કયાં ખબર હતી તે. '

સુબાલાએ કહ્યું : ' મેં તો તમને જોયા તે જ દિવસથી હું તમારા પ્રેમમાં પડી છું. '

વાતચીત પછી એવું નકકી થયું કે આવતી કાલે જ સત્યેન્દ્ર કલેકટર સાહેબને અરજી કરવી. રજા મળતાં જ, સિવિલ મેરેજ રજીસ્ટ્રારને, કાયદા પ્રમાણે લગ્નની નોટિસ આપી આવવી. નોટિસની તારીખથી પંદર દિવસ પછી, ત્રણ મહિનાની અંદર તેમનાં લગ્ન થઈ જશે.

'આવતી કાલે સાંજે ગાડી લઇને આવીશ.' એમ કહી સત્યેન્દ્ર ઘેર ગયો.

સુશીલાએ ઘરમાં પગ મૂકતાં જ, કામિની ખડખડાટ હસી પડી બોલી : 'વાહ વાહ ! ખૂબ કરી. સરસ ઍક્ટિંગ કરી ! એકદમ ફર્સ્ટ ક્લાસ !'

સુશીલા બોલી : 'તું બધું સાંભળતી હતી !'

'હા—બારણાની પાછળ છુપાઈને રજેરજ વાત મેં સાંભળી છે. આ!—કેમ કરી મેં હસવું દબાવી રાખ્યું હતું તે મારું મન જાણે છે ! ખાસ તો તું જ્યારે ડૂસકાં ખાતી બોલવા લાગી—નિર્દય! નિર્દય !—ત્યારે હમણાં મારાથી હસી પડાશે, એમ લાગતું હતું. એક ઘડી વધારે થઈ હોત તો મારાથી ન રહેવાત. સરસ ઍક્ટિંગ કરી, ડાક્તર થવાને બદલે તું નાટકમાં રહી હોત તો કમાલ કરત.'

'વાત ખરી છે !' ઓહ—ખૂબ થાકી ગઈ છું. પોર્ટની આટલી કાઢ તો, કામિની.'

આમ કહી સુશીલા કપડાં બદલવા શયનખંડમાં ગઈ.

: ૬ :

ઘેર આવીને સત્યેન્દ્રે જોયું તો રાતના બાર વાગી ગયા હતા. મધરાત થઈ ગઈ એ જોઈને તે જરા ચમક્યો. એના મનથી એમ કે હજી અગિયાર પણ વાગ્યા નથી.

કપડાં બદલ્યા પછી જોયું તો મેજ ઉપર એક કાગળ પડેલો હતો. તેની મા ના હસ્તાક્ષર હતા. પથારીમાં બેસી તેણે કાગળ ખોલી વાંચવા માંડ્યો. ફરી પરણવા માટે માએ ખૂબ કરગરીને લખ્યું હતું. એક સુંદર છોકરી પણ તેમણે શોધી કાઢી હતી. તેમણે ખાસ આગ્રહ પૂર્વક લખ્યું હતું કે સત્યેન્દ્રે આ કાગળ વાંચી એક મહિનાની રજા માટે અરજી કરવી, અને ઘેર આવી આવતા માગસર માસમાં જ શુભકાર્ય પૂરું કરી લેવું.

કાગળ વાંચી સત્યેન્દ્ર મનમાં મનમાં જરા હસ્યો. તે બોલ્યો; 'આજે ચારે બાજુથી લગનની જ વાતો સંભળાય છે. હું જરૂર

લગ્ન કરવાનો છું, તે તેં શોધેલી છોકરીની સાથે નહિ, ના. એ નદી તળાવે નહાનારી, 'બોધોદય' ભણનારી, લાજ કાઢનારી, અલતો કરનારી વહુ મને ન પાલવે. અંગ્રેજીમાં બોલે, જોડા પહેરી ધબધબ કરતી ચાલે, ટેબલ પર ખાણું ખાય, પિયાનો વગાડતી સંગીત કરે, એવી વહુ મારે તો જોઈશે.'

દીવો હોલવી, તે પથારીમાં પડ્યો. અને ખુઆલાના વિચારમાં ને વિચારમાં તે એકદમ ઊંઘી ગયો.

બીજે દિવસ સવારે જ્યારે તે જાગ્યો, ત્યારે તડકો ચઢી ગયો હતો. ઘડિયાળમાં જોયું તો સાત વાગવા આવ્યા હતા. તેમ છતાં પથારીમાંથી ઊઠવાનું એને મન થતું નહોતું. પથારીમાં પડ્યો પડ્યો તે ગઈ રાતના બનાવોની ઘટમાળ યાદ કરવા લાગ્યો.

વિચાર કરતાં કરતાં તેનું મન ખુબ અસ્વસ્થ બની ગયું. તેને થયું : 'હું આ શું કરી બેઠો ! જેની મને કદી કલ્પનાયે નહોતી. તે હું કરી બેઠો ! શું મેં એ ઠીક કર્યું છે.'

'જેની સાથે હું લગ્ન કરવા તૈયાર થઈ ગયો છું તેને વિષે હું કશું જ જાણતો નથી કહું તો ચાલે. માત્ર આટલું જાણું છું કે ક્રેમ્બેલ સ્કૂલમાં ભણીને તે દાક્તર બની છે. એનો બાપ કોણ છે તેની મને ખબર નથી, મા કોણ છે તેની યે ખબર નથી—તેનું કુળ કેવું છે તેની યે મને ખબર નથી—કેવા વાતાવરણમાં તે ઉછરીને મોટી થઈ છે તે યે હું જાણતો નથી. અને એકદમ પરણવાનું વચન આપી આવ્યો ! અંધારામાં ભૂસકો મારવા જેવું કર્યું ! મોટી ભૂલ થઈ ગઈ ?'

'એને પરણ્યા પછી બીજું ગમે તે થાય, પણ હું તરત જ ધર્મભ્રષ્ટ થવાનો. મુરધી ખાઉં છું કે ગમે તે કરું છું પણ હું આજે હિંદુ સમાજમાં છું! પણ એને પરણ્યો કે તરત મારી મા, મારાં ભાઈબહેનો, મારાં સગાંવહાલાં બધાં મારાથી અલગ થઈ જશે. મેં આ શું કર્યું!'

પણ હવે આવા બધા વિચાર કરવાથી શો ફાયદો છે? વચન આપતી વખતે વિચાર કરવાની જરૂર હતી—ના, એ પહેલાં જ વિચાર કરવાની જરૂર હતી. એક અજાણી યુવતીની સાથે મેં આટલી છૂટ લીધી જ શું કરવા, આટલી ઘનિષ્ઠતા થવા દીધી જ શા સારૂ? જો એવું ન કર્યું હોત તો આ દશા ન આવત. મારાં જ કર્મોની આ જાળ મેં જ વણી છે, ને હું જ એમાં સપડાયો છું.'

પરંતુ વચન આપી ચૂક્યો છું, એટલે હવે ફરવાનો રસ્તો નથી, પાછા ફરવાનું કરવું એ નીતિની દૃષ્ટિએ યોગ્ય પણ નથી. મેં મારી મૂર્ખાઈને લીધે એ ભોળી બાળાના મનમાં પ્રેમનો સંચાર કર્યો છે. બુઢ્ઢા ચાણક્ય પંડિતના કહેવા મુજબ ઘી ઓગળી ગયું છે. હવે જો હું પાછો ભાગું, લગ્ન કરવાની ના પાડું, તો બિચારીનું વિશ્વાસુ હૃદય ભાંગીને ભુક્કા થઈ જશે. એટલું જ નહિ, મૃત્યુ કરતાં યે ખરાબ કલંક એના કપાળ પર સદાને માટે ચોંટેલું રહેશે. એટલે હવે બીજો વિચાર કરવો નકામો છે.

એક ઊંડો નિસાસો નાખી સત્યેન્દ્ર પથારીમાંથી ઊઠ્યો. દાતણપાણી કર્યા પછી, નાસ્તો કરવા બેસતી વખતે તેને યાદ આવ્યું કે, બદલી માગવાની અરજી કરવા વિષે શું નક્કી કર્યું તેની સુરેશબાબુને

આજે ખબર આપવાની છે. તેણે વિચાર કર્યો : 'તો જાઉં, જઈને એક દિવસની રજા માગી આવું, અને બધી પરિસ્થિતિની તેમની સાથે વાત પણ કરી લઉં.

સત્યેન્દ્રે જઈને જોયું તો સુરેશબાબુ પોતાની કચેરીમાં બેસીને એક કેસના ચુકાદો લખતા હતા. તેમણે કહ્યું : 'સત્યેન્દ્ર— આવ. અરજી લખીને લાવ્યા લાગો છોને.'

સત્યેન્દ્રે બેસીને કાગળ સુરેશબાબુના હાથમાં મૂક્યો. તે વાંચી તેમણે કહ્યું : 'આ શું ! એક દિવસની રજા લઈને શું કરવું છે ?'

મુખ મ્લાન કરી સત્યેન્દ્ર બોલ્યો : 'વળી બધું ઊંધું ચત્તું થઈ ગયું છે, સુરેશબાબુ. હું મીસ મજુમદારની સાથે લગન કરવાનો છું. સદરમાં રજીસ્ટ્રારને કાયદા પ્રમાણે નોટિસ આપવા જવું છે.'

સુરેશબાબુ આંખો કાઢી સત્યેન્દ્રની સામે જોઈ રહ્યા. છેવટે બોલ્યા : 'કાલે સાંજે તો તું કહેતો હતો કે તેને પરણવાની તું કલ્પના પણ કરી શકતો નથી, અને એટલામાં તારો વિચાર કેવી રીતે બદલાઈ ગયો ?'

જવાબમાં સત્યેન્દ્રે ગઈ રાતે બનેલી બધી ઘટના ટુંકમાં તેમને કહી બતાવી.

એ સાંભળી સુરેશબાબુએ કહ્યું : 'તારા જેવો બેવકૂફ હાથમાં આવ્યો, પછી શું ? કેટલો પોર્ટ પીવડાવી દીધો હતો ?'

એ સાંભળી સત્યેન્દ્ર જરા ચીડાયો. તે બોલ્યો : 'પોર્ટ પીને શું મેં આવું કર્યું છે એમ તમે ધારો છો ? બધી પરિસ્થિતિ તો મેં તમને સમજાવી—એની સાથે લગન કરવાની હું જો હવે ના પાડું, તો મેં એને અન્યાય કર્યો છે એમ ન કહેવાય ?'

સુરેશબાબુએ દૃઢ સ્વરે કહ્યું : 'ના, ન કહેવાય. જો પાશ્ચાત્ય લગ્નપ્રથા પ્રમાણે આનો વિચાર કરીએ તો, તું એની સાથે લગન કરે એમાં જ અન્યાય છે.'

'શાથી ?'

'શાથી તે તું એને ચાહતો નથી તેથી.'

'શી રીતે જાણ્યું કે હું તેને ચાહતો નથી ?'

'જો ચાહતો હોત તો એને પરણવાની ઇચ્છા તને આ પહેલાં કયારની યે થઇ હોત. વાત આટલે સુધી આણવી ન પડત, કાલે સાંજે તું મને મળીને ગયો. ત્યાં સુધી તો તેની સાથે લગ્ન કરવાનું તને બિલકુલ અસંભવિત લાગતું હતું,—અને પછી બે જ કલાકમાં, ચાર ઔંસ પોર્ટ અને બે ટીપાં આંસુમાં, તારા હૃદય અંતરમાં પ્રેમનું ઝાડ ઊગી ગયું !

સત્યેન્દ્ર કંઈ બોલ્યા વગર બેસી રહ્યો.

સુરેશબાબુએ કહ્યું : 'તારા પિતા મારા પર ખૂબ સ્નેહભાવ રાખતા, એ હિસાબે હું તને આટલું બધું કહું છું.—તું કશું મનમાં લાવતો નહિ, સત્યેન. તું બાળક છે, તારી બુદ્ધિ હજી કાચી છે. મારી સલાહ માન !'

'શું માનું, કહો!'

'બનવા જોગ છે કે મીસ મજુમદાર નિખાલસ બાઇ હોય, પરંતુ તું એને કેટલી ઓળખે છે, કહે? તું ધારે છે તેવી ભલી ભોળી બાઇ તે ન પણ હોય. ગુસ્સે ના થતો—મને તો પાકો વહેમ છે કે જાણી બુઝીને જ તેણે તને આ જાળમાં સપડાવ્યો છે. જો એવું હોય તો તારું ભાવિ જીવન નષ્ટ થઇ જશે, એનો તને કંઇ ખ્યાલ છે? નાતજાત ધરમની વાત હું જવા દઉં છું. હું તો એટલું કહું છું કે આ થોડા દિવસ જરા આંખ કાન ઉઘાડા રાખતો. રજીસ્ટ્રારને નોટિસ આપવાની ઉતાવળ શી છે?

'ઉતાવળ એટલા માટે કે કલેકટર સાહેબ તપાસ કરવા આવવાના છે.'

'હું એ કાગળીઆં થોડા દિવસ દબાવી રાખીશ. મારો રિપોર્ટ મળ્યા વગર તેઓ આવવાના નથી. બે ચાર યાદીઓ ભલે આવતી, પછી હું રિપોર્ટ મોકલીશ. તું મહિનો, નહિ તો પંદર દિવસ સબુરી રાખ. લગન—જેનું ફળ આખી જીંદગી ભોગવવાનું છે, વંશપરંપરા ભોગવવાનું છે, તે શું આમ ઉતાવળે કરી નાખવા જેવી ચીજ છે?'

સત્યેન્દ્ર જરા વિચાર કરીને બોલ્યો: 'વારુ, એમ, હું થોભી જાઉં છું.'

સુરેશબાબુએ રજાની અરજીના ટુકડે ટુકડા કરી ફેંકી દીધા.

સત્યેન્દ્ર પાછો ગયો.

ઘેર જઈને જોયું તો સુબાલાનો નોકર એક કાગળ લઈને આવેલો હતો. સુબાલાએ આજે તેને 'પ્રિયતમ'થી સંબોધી સાંજે જમવા માટે નિમંત્ર્યો હતો. નીચે સહી કરી હતી: 'તમારી પ્રેમપિપાસુ સુબાલા.'

કાગળ વાંચી સત્યેન્દ્રે નોકરને કહ્યું: 'જાઓ, પીછે જવાબ ભેજેંગે.'

પછી લખી મોકલ્યું કે આજે મારું શરીર સારું નથી. રાત્રે કશું ખાવાનો નથી. સાંજે આવીને મળી જઈશ.'

સાંજે જઈને જોયું તો સુબાલા બાગમાં ડાળી ડાળી ફૂલ ચૂંટતી હતી. હરખથી ફુલફુલ થતી આંખે તેની સામે જોઈ સુબાલાએ કહ્યું: 'આવો, કેમ છો?'

'શરીર બહુ ખરાબ છે.'

'શું થયું છે?'

'માથું ચડ્યું છે.'

આ સાંભળી સુબાલા એકદમ ગભરાઈ ગઈ, બોલી: 'આવો, તમારા માથા પર ઓડીકોલન લગાવી દઉં.'

સત્યેન્દ્ર સુબાલાની પાછળ પાછળ બેઠકખાનામાં ગયો. ગુલાબજળની સાથે ઓડીકોલન મેળવીને સુબાલા સત્યેન્દ્રને માથે લગાડવા લાગી.

સત્યેન્દ્રને જરા ઠીક થયું. એટલે સુબાલાએ પૂછ્યું 'રજાની અરજી કરી ?'

'ના.'

'કેમ ?' સુબાલાના અવાજમાં અજબ ઉત્કંઠા દેખાતી હતી.

'હમણાં કામકાજ ખૂબ ચઢેલું છે, થોડા દિવસ રહીને કરીશ.'

સુબાલા નિરાશ થઇ નીચું જોઇ બેસી રહી.

થોડીવાર પછી સત્યેન્દ્ર બોલી ઉઠયો: 'હવે જાઉં.'

સુબાલા ભયભીત સ્વરે બોલી: 'એટલામાં જ જવું છે ?

'આજે પવનમાં વધારે બેસાય એમ નથી.

આમ કહી સત્યેન્દ્રે રજા લીધી.

પછી ઉપરાઉપરી ત્રણ દિવસ સુધી સત્યેન્દ્ર એ તરફ ગયો નહિ. આ ત્રણ દિવસમાં સુબાલાએ ચિંતાતુર બની એને કેટલાયે કાગળો લખ્યા, કંઇ કંઇ નિમિત્તે એને બોલાવ્યો, પરંતુ સત્યેન્દ્ર કંઇ ને કંઇ બહાનું કાઢી ગયો નહિ.

ચોથે દિવસે રવિવાર હતો. બપોરે સત્યેન્દ્રે વિચાર કર્યો કે સુરેશબાબુને મળી આવું, પાછા ફરતાં સુબાલાને પણ ભેગો થતો આવીશ.

કલાકેક સુરેશબાબુને ઘેર બેસી સત્યેન્દ્રે ગલ્લાં તલ્લાં માર્યાં. પેલો નનામો કાગળ કાઢી બંને જણ તે કોણે લખ્યો હશે તે વિષે તર્કવિતર્ક કરવા લાગ્યા. પાંચેક વાગે સત્યેન્દ્ર સુબાલાને ઘેર જવા નીકળ્યો.

બગીચો વટાવી આગળ જતાં જ સત્યેન્દ્રે જોયું તો સુબા- લાનો નોકર હાથમાં એક કાગળ લઇ ઘરમાંથી નીકળતો હતો. સત્યેન્દ્રને જોતાં જાણે ગભરાયો હોય તેમ, તેણે કાગળ ઝટપટ પોતાના ગજવામાં છુપાવી દીધો.

આવા રંગનાં આવાં પરબીડીયામાં જ સુબાલા સત્યેન્દ્રને કાગળો લખતી હતી. નોકરની વર્તણૂંક અને મોંનો ભાવ જોઇ સત્યેન્દ્રને વહેમ આવ્યો. તેણે પૂછ્યું: 'કીસકા ચીઠ્ઠી હય ?'

નોકર ગભરાઇને બોલ્યો: 'ચીઠ્ઠી નથી, હજૂર, કાગળ છે. સત્યેન્દ્ર આંખો કાઢી કહ્યું: 'નિકાલો !'

નોકરે ધ્રૂજતે હાથે કાગળ બહાર કાઢ્યો. સત્યેન્દ્રે જોયું તો પરબીડિયા પર પોતાનુંજ નામ હતું, જો કે હસ્તાક્ષર સુબાલાના નહોતા. તરત જ ઉઘાડી તેણે વાંચવા માંડ્યો !'

સીયુત ધ્રોપ સાહેબની કિરપામાં.

મેમ સાહેબનું સરીર બઉ ખરાબ થઈ ગયું સે પથારીવશ થઇ ગયા છે માટુ બઉ દુખેસ આપ તરત એને મળવા આવજો વધારે લખતી નથી.

સીમતી કામિની દાસી.

કાગળ વાંચતા જ એક વાત વીજળીની પેઠે સત્યેન્દ્રના મગજમાં પ્રવેશી. ગજવામાં મુકી તેણે ઘરમાં પ્રવેશ કર્યો. પ્રવેશ કરતાં જ જોયું તો આંગણામાં સુબાલા અને કામિની ચોપાટ ખેલતાં હતાં, અને સુબાલા કોડા હાથમાં લઈ મોટેથી હસતી હતી.

જોડાનો અવાજ સાંભળી સત્યેન્દ્રને જોતાં જ બંને ગભરાઇને એકદમ ઊભી થઈ ગઈ. કામિની બાજી ઉપાડી લઇ, બાજુના ઘરમાં ભરાઇ ગઇ.

સત્યેન્દ્રે આગળ વધી જોયું તો સુબાલાનું મોં ફિક્કુ પડી ગયું હતું, વિહ્વળ અવાજે તેણે કહ્યું; 'આવો, આટલા દિવસ કેમ દેખાયા નહિ?'

સત્યેન્દ્ર તેની સામે તાકીને જોઈ રહ્યો. પછી બોલ્યો: 'તમારું માથું ચડયું છે શું?'

સુબાલા માથું પકડી, દબાવતી બોલી: 'હા, ચડયું જ છે તો. ત્રણ વાગ્યાનું ચડયું છે. તમને કોણે કહ્યું?'

'તમારા બારણામાં પગ દેતાં જ નોકરે મને કાગળ આપ્યો. કામિનીએ લખ્યો છે.'

'હા, 'કામિનીને કહ્યું હતું કે કાગળ લખી એમને બોલાવ.'

મેં વારૂ, તો એક કામ કરો—જરા ગુલાબજળમાં ઓડીકોલન નાખીને માથે લગાવો. હું બહું કામમાં છું, એટલે જાઉં છું.'

આમ કહી તે ધમધમ કરતો ત્યાંથી જતો રહ્યો.

વેગથી ચાલતો તે સીધો સુરેશબાબુને બંગલે ગયો. ત્યાં જોયું તો સુરેશબાબુ ટેબલ ખુરશી વગેરે બહાર કાઢી ઓસરીની નીચે બગીચામાં બેઠા હતા.

સત્યેન્દ્રે હાંફતાં હાંફતાં કહ્યું : 'પેલો નનામો કાગળ કાઢો જોઉં.'

ટેબલની ઉપર જ કચેરીની પેટી હતી. સુરેશબાબુએ કાગળ કાઢી આપ્યો.

સત્યેન્દ્રે ઊભા ઊભા જ એ કાગળની સાથે કામિનીનો પેલો કાગળ મેળવી જોયો, પછી બંને સુરેશબાબુની સામે ફેંકી કહ્યું : 'જુઓ, એક જ હાથના અક્ષર છે કે નહિ?'

તે પછી ગજવામાંથી રૂમાલ કાઢી કપાળ પરનો પરસેવો લૂછી સત્યેન્દ્ર એક ખુરશીમાં બેઠા.

સુરેશબાબુ બંને કાગળ મેળવી જોઇ, હા હા કરતા હસી પડ્યા, પછી બોલ્યા : 'એક જ હાથના અક્ષર છે. ભાષાની ભુલ જોડણીની ભૂલ બધું મળતું આવે છે, જોયું ને, વૃદ્ધસ્ય વચનમ્—

પછી જે કાંઇ લખ્યું હતું તે બધું જ સત્યેન્દ્રે કહી દીધું.

સુરેશબાબુએ કહ્યું : 'ફરજનો પાયો પવનમાં હાલી ગયો. ત્રણ ચાર દિવસ તું ગયો નહિ, એટલે એણે ધાર્યું કે આજે જાગ

તોડી નાખો કે શું ' તેથી તેણે કામિનીની પાસે કાગલ લખાવ્યો જેથી તને એમ થાય કે હા, બિચારી કેટલી બધી માંદી પડી છે કે જાતે કાગળ પણ લખી શકતી નથી. નોકરને પણ ચોક્કસ ભણાવી મોકલ્યો હશે કે સાહેબ પૂછે તો કહેજે કે મેમ સાહેબ પથારીમાં તરફડે છે. નોકર તારા બંગલે પહોંચે, પછી તું આવે, એટલામાં મેમ સાહેબ ચોપાટનો દાવ પૂરો કરી નાખત અને પછી પથારીમાં પડી તરફડવા માંડત. પણ તું આમ છૂપ કરીને પહોંચ્યો જૂઈશ એની એને કેવી રીતે ખબર પડે, કહે!'

સત્યેન્દ્રે કહ્યું: 'વારુ, પણ પોતાનું નામ આવું બદનામ કરી દાસીની પાસે આવો નનામો કાગળ લખાવવાનું કારણ શું?'

સુરેશબાબુએ કહ્યું: 'કારણ સાવ સ્પષ્ટ છે. જરા ધમાલ થાય, તું તારી ફરજ સમજી એને પરણવા તૈયાર થઈ જાય એ કારણ, બીજું શું? જે હેતુથી કાગળ લખાવ્યો હતો તે હેતુ પાર પણ પડયો હતો ને. જતઈ આ તારી સરલા–અબલાની બહાદુરી! ઓહ! જે સ્ત્રી આવી રીતે પોતાને હાથે પોતાના પર કલંક ચડાવી શકે, એ શું ન કરી શકે? હવે તારી આંખ ઉઘડીને?'

'ઉઘડી ઉઘડી.'

'હા—ખરો બચી ગયો. નિર્મળ જળાશય સમજીને એ ગંદા ખાબોચિયામાં કૂદી પડવા તૈયાર થઇ ગયો હતો! ખરો બચી ગયો—દુર્ગા! દુર્ગા!'

બીજે દિવસે સત્યેન્દ્રે ત્રણ મહિનાની રજા માટે અરજી કરી, રજા લઈ ઘેર જઈ, માએ શોધી કાઢેલી પેલી રૂપાળી છોકરીની સાથે તેણે લગન કરી નાખ્યાં.